આ પુસ્તક મળવાનું ઠેકાણું—

૧. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,
મોરારજી ગોકલદાસ ચાલ નં૦ ૨-૩૬.
સૅન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ.

૨. મેશર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ.

તથા જાણીતા સર્વ બુકસેલર્સની ત્યાંથી.

સ્વ૦ રા. ગોવર્ધનરામ મા. ત્રિપાઠીકૃત પુસ્તકો.

| | | |
|---|---|---|
| | | રૂ. આ. |
| સરસ્વતીચન્દ્ર ભાગ ૧ લો: | સાતમી આવૃત્તિ: | ૨–૮ |
| ,, ભાગ ૨ જો: | ચોથી આવૃત્તિ: | ૧–૮ |
| ,, ભાગ ૩ જો: | ચોથી આવૃત્તિ: | ૨–૦ |
| ,, ભાગ ૪ થો: | ત્રીજી આવૃત્તિ: | ૩–૮ |
| સ્નેહમુદ્રા (કાવ્ય) | ત્રીજી આવૃત્તિ: | ૧–૦ |
| શ્રીઈશાવાસ્ય તથા કેન ઉપનિષદ: ભાષાંતર કરનાર: સ્વ૦ શાસ્ત્રી જીવરામ લલ્લુભાઈ ... | | ... ૦–૪ |
| યુરોપ, એશીઆ વિગેરે ખંડોમાંની મહાપ્રજાઓમાં જનસ્વભાવનાં લાક્ષણિક દૃષ્ટાંતો ... | | (મળતી નથી) |
| લીલાવતી જીવનકલા ... ... | | ... ૦–૧૨ |
| દયારામનો અક્ષરદેહ ... ... | | ... ૧—૪ |
| The Classical Poets of Gujarat... | | 0—6 |
| Marriage Forms under Ancient Hindu law ... ... ... | | ... 0–12 |

**એમ. એન. ત્રિપાઠી, એન્ડ કંપની,**

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ, નં. ૨.

સચિત્ર લોકપ્રિય માસિક પત્ર

# સમાલોચકના

## ગ્રાહકોને ખાસ ભાવથી મળતાં નવાં પુસ્તકો.

## તૈયાર છે.

૧. **ગુલામગિરીનો ગજબ:** નવ ચિત્રો સાથે.
અ. સૌ. વિમળા સેતલવાડ કૃત ... ... ૨–૦

૨. **લલિતનાં કાવ્યો:** રા. લલિતની છબીસાથે.
રા. જન્મશંકર મહાશંકર બુચ–લલિતકૃત. ૧–૦

**છપાય છે: આ વર્ષમાં બહાર પડશે:**

૩. **મારી વીસ વાર્તાઓ:** ચિત્રો સાથે.
રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ, બી. એ. એલએલ. બી.

૪. **કમલાના પત્રો:**
રા. શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિક.

આ સૌ પુસ્તકો સમાલોચકનાં ગ્રાહકો—જેમણે અમ્હારા દસ રૂપીઆની યોજના પ્રમાણે લવાજમ ભર્યું હશે તેમને દસ ટકાના વળતરથી આપવામાં આવશે.

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,
મોરારજી ગોકલદાસ ચાલ નં૰ ૨–૩૬
સૅન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ, નં. ૪.

# લલિતનાં કાવ્યો.

કર્તા.

રા. જન્મશંકર મહાશંકર બુચ.

( લલિત. )

પ્રકાશક.

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

મુંબાઈ.

સંવત્ ૧૯૭૪. ] [ ઈ. સ. ૧૯૧૮.

મૂલ્ય રૂપીઓ એક.

દ્વિતીય આવૃત્તિ.



Printed by

Bhiwaji Hari Shinde at the Tatva-Vivechaka Press,
Nos. 1, 2, 3 Khetwadi Back Road, Bombay;

and

Published by

R. G. Tripathi, Morarji Gokuldas Chawls No. 2–36,
Sandhurst Road, Girgaon, Bombay.

# અમ્હારા બે બોલ.

ગુર્જરભૂમિનાં પુણ્યક્ષેત્રમાં અમ્હારા સ્નેહી રા. જન્મશંકર મહાશંકર બુચ, લલિતના મીઠા નામથી આજ વર્ષોથી પ્રસિદ્ધ છે. અર્વાચીન ગુજરાતના એક ભાવભીના અને કોમળ કૂજન કરતા કવિતરિકે રા. જન્મશંકર પુષ્કલ જાણીતા થયા છે. ગુજરાતે ત્હેમનાં કાવ્યો આદરથી અને પ્રેમથી વાંચ્યાં છે અને હજી પણ વાંચે છે: ભાવિ–નવીન ગુજરાત પણ ત્હેમના રસ-કલ્લોલ આનન્દથી સૂણશે–એ ત્હેમની કૃતિઓની સફલતા છે.

આ કાવ્યસંગ્રહની દ્વિતીય આવૃત્તિનું અમારૂં પ્રસિદ્ધિકાર્ય એ સ્નેહભીના ભાઈની પ્રબલ ઇચ્છાનું જ પરિણામ છે. એમના બીજાં અનેક કાવ્યો આ સંગ્રહની પ્રથમ આવૃત્તિ બહાર પડયા પછી વેરાતાં વેરાતાં છપાયાં છે. એ દ્વિતીય સંગ્રહ પણ શ્રી જગન્નિયંતાની ઇચ્છાથી છપાશે અને ગુજરાતના ચરણે ધરાશે. આ આવૃત્તિ પ્રસિદ્ધ કરવાની અમ્હને રજા આપવા માટે તે ભાઈનો અમ્હે અંતઃકરણથી ઉપકાર માનીએ છીએ અને પુણ્યભૂમિ ગુજરાતને ચરણે આ પુસ્તક મૂકતાં એવી આશા રાખીએ છીએ કે ગુજરાતના રસિકજીવનમાં જે ભાવ લલિતનાં કાવ્યોએ આજ સુધી ભજવ્યો છે એને ગુજરાત સવિશેષ વધાવી લેશે અને એ ભાઈની કૃતિઓની યોગ્ય કદર કરશે.

મુંબાઈ,
૧ લી સપ્ટેમ્બર ૧૯૧૮.

પ્રકાશક.

# અનુક્રમણિકા.

# બીજી આવૃત્તિનાં નિવેદન.

૧.

"લલિતનાં કાવ્યો" ના આ સંગ્રહની પ્હેલી આવૃત્તિ, સને ૧૯૧૨ માં પ્રસિદ્ધ થયેલી હતી; ને તે આપણા સર્વપ્રિય કવિ ન્હાનાલાલ દલપતરામનું સ્નેહકૃત્ય જ હતું. તેથી તેની આ બીજી આવૃત્તિ, એમની મૂળ પ્રસ્તાવના સહિત, લોકપ્રિય થઈ પડેલ એના એ જ સ્વરુપે, એ રસર્ષિસખાને કંઠે કૃતજ્ઞભાવે ધરિયે છિયે.

આપણા સાક્ષરદ્રષ્ટા ગોવર્ધનરામભાઈના સત્પુત્ર ભાઈ રમણીયરામે પ્રેમપરિશ્રમ લઈને આ બીજી આવૃત્તિ છપાવી છે તેથી વિશેષ કૃતાર્થ છિયે.

સને ૧૮૯૩ થી પ્રથમ રચાતાં આવતાં કાવ્યોમાંથી આ સંગ્રહમાં તો સને ૧૮૯૭થી સને ૧૯૧૨ સુધીમાંનાં જ થોડાંક છે. "વડોદરાને વડલે" નામક બીજા સંગ્રહમાં તે પછીનાં, સને ૧૯૧૪ સુધીમાંનાં જ કેટલાંક છે.

બીજાં અપ્રસિદ્ધ કાવ્યો વગેરે પણ છે તેમાંથી આપણા રસગુણજ્ઞ ગુર્જરસુરાષ્ટ્રને ચરણે, અન્યથા કેટલાંક, રસકીર્તનરુપે ધરાતાં આવે છે તેમ જ આવા સંગ્રહસ્વરુપે પણ ધરાશેસ્તો.

૨.

અમારા સાહિત્યજીવનની જન્મજયંતીને આ વર્ષે, અમને પણ પ્રોત્સાહન ભર્યાં સમકાલીન જાગ્રત દર્શન થાય છે કે આજ,

આપણા ગુર્જરરાષ્ટ્રને, પ્રભુભૂમિ ભારતના અપૂર્વ બાહૂ તરીકે, સમગ્ર મનુષ્ય જગત્ પીછાને છે તો હુવે—ગુર્જરી સંસ્કૃતિના સદાચરિત ગુર્જર સાહિત્યાદર્શો ધરીને, આપણા એ જગત્‌ને પ્રભુપન્થની મહાયાત્રામાં આગળ ધપવામાં આપણે પણ અગ્રપદે સહાયભૂત થઈ શકીશું.

આદર્શ જીવનનાં જગત્સ્વપ્ના ફ્હોને નથી આવતાં? ને આવે છે તેને તો સ્વદેશતીર્થે જ તે સાચાં પડે છે. મહાપ્રભુનો જ એ અનુગ્રહ સર્વને સફલ હજો!

શ્રીકૃષ્ણજન્મજયંતીઃ સં.૧૯૭૪. ⎫ જન્મશંકર મહાશંકર બુચ
ગુર્જરસુરાષ્ટ્રના વડોદરાને વીરવડલે. ⎭ લલિત.

# પ્રસ્તાવના.

'લલિત'નું નામ કેટલાંક વર્ષોથી ગુજરાતને પરિચિત છે. અને ત્હેમનાં કાવ્યો ઘણાંને પ્રિય છે. બહુ વાટ જોવરાવ્યા પછી આજે એમનો કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ થયેલો નિહાળી ઘણાંને આનન્દ થશે.

ઈ. સ. ૧૮૯૭ માં રા. રા. જન્મશંકર મહાશંકર બુચ–લલિત–નું (–ક્યાં છે મજા!–એ નામનું–) એક કાવ્ય 'સુદર્શન'માં પ્રથમ છપાયું. ત્ય્હાર પછી આજ સુધીની પંચદશીમાં જૂદાં જૂદાં માસિકોમાં ત્હેમનાં ઘણાં કાવ્યો છૂટાં છૂટાં વેરાયલાં છે. ઈ. સ. ૧૯૦૪ માં ભવભૂતિનાં ઉત્તરરામચરિત્રની છાયાવાળું "સીતાવનવાસ" નામનું એમનું લખેલું નાટક કાઠિયાવાડમાં ભજવાયું હતું, અને ત્હેમાંનાં ગીતો છપાયાં હતાં. ગોવર્ધનરામભાઈની અને પ્રો. ગજ્જરની સૂચનાથી સ્નેહમુદ્રા ઉપર એમણે એક વાર્તિક લખવા માંડયું છે. એમનો અપ્રસિદ્ધ કાવ્યભંડાર તો મ્હોટો છે, ત્હેમાંથી આ પુસ્તકમાંની તો મ્હોટે ભાગે ગીતમાલા જ છે.

સદ્‌ગત સાક્ષરોમાં ગોવર્ધનરામભાઈનો તથા કલાપીનો લલિતને પ્રસંગ પડયો હતો, અને તે સાક્ષરોની છાયા લલિતનાં કેટલાંક કાવ્યોમાં તરે છે. ભગવતી મીરાંના ભજનોની પ્રેરણા પણ કેટલાંક ભજનોમાં છે. ભૂતકાલનું ઋણ સૌને માથે હોય છે, ને લલિતને માથે પણ છે. કવિતા દેવીના પૂજનાર્થે જતાં,

સરસ્વતીમન્દિરનાં પગથિયાં ચ્હડતાં ચ્હડતાં, પગથિયે પગથિયે બેઠેલાં કંઈ કંઈ માળી અને માળણની છાબોમાંથી પુષ્પો અને પુષ્પોના પરાગ, સૌની પેઠે, લલિતે પણ લીધાં છે, અને પોતાને ઘેરથી લાવેલી કુંકુમઅક્ષતની પૂજનસામગ્રી ભેગાં દેવીને ચરણે અર્પ્યાં છે. લલિતના કાવ્યછોડ ઉપર આશપાશના તરુવરોની છાયાઓ પડેલી છે, છતાં તે છોડનાં ફુલડાંઓનાં રંગ ને સુગન્ધ તો પોતાનાં જ છે. તેમનાં કવિતપરાગનું લલિત ને મનોહર વ્યક્તિત્વ આ સંગ્રહમાં તરવરે છે જ.

લલિતના આત્મત્વનો પ્રથમ અંશ આ સંગ્રહના અર્પણના કાવ્યમાં સુસ્પષ્ટ છે.

જનની! તાત! ને બ્હેન! બન્ધુ હો!
સહચરી! સખા! બાળુડાં અહો!
ગૃહ કુટુંબ ને દેશ વિસ્તર્યાં:
પ્રિય જનો! ત્હમે અન્તરે વસ્યાં.

માતા પિતા બન્ધુ ભગિની ધર્મપત્ની મિત્રો બાલકડાં: એમના મૃદુ અને સુન્દર ગૃહભાવ લલિતના ઘણાં અને સારાં કાવ્યોનો આત્મા છે. 'પ્રિય જનો' લલિતને મન 'દેવદેવી શાં' છે. પ્રિય જનોને જ 'નયનને અમી' લલિતનાં 'પ્રાણ પોષાયા' છે. એકદેશી સ્નેહનાં કાવ્યો અને નવલકથાઓના આ યુગમાં 'બ્હેનના બોલ,' 'બ્હેનના આંસુ,' 'મા તે મા,' 'માબાપની સેવા,' 'ભાઈ ને બ્હેન,' એ અને એ કોટિનાં કાવ્યો વિશાલ અને ઉદાર કુટુંબવાત્સલ્યનું સ્મરણ કરાવે છે.

આવી રૂડી લીલુડા લીમડાની છાયા;
એવી મ્હારા માવતરની માયા. લોકગીત.

લલિતને કુટુંબનિંબની લીલી ને મીઠી છાયા શીતલતા અને આરોગ્યવર્ધની મળ્યાં છે, તેમ જ હિતકર કડવાશે મળી હોય એમ ભાસે છે. નહિ તો સમર્પણુનો ઉલ્લાસ લલિત છન્દના પ્રલંબ સૂરોમાં ન ઉતરત. મીઠાશની જ મૈત્રિ ન હોય, કડવાશ અનુભવ્યા છતાં યે હૃદયઉષ્મા ઓસરે નહીં, એ દર્શન વિરલ ને વંદનીય છે.

અને એ લલિતના કાવ્યોનો બીજો સત્ અંશ છે. 'ધા સુણિયે દુઃખિયાંની' એવાં દુઃખના અનુભવ ને પોકાર છે, 'કુમળાં દિલને ન દૂભવજો રે' એવી આરતી છે, છતાં ઉરનો ઉમળકો તો જેવો ને ત્હેવો જ છે. લલિતને મન 'આંસુડાં તો કેસુડાં' છે. 'સન્તન મન ભરિયાં મળજો રે અન્તરને મન્દિર' એવી જ વાંછા સદા રહે છે, અને 'કુમકુમને પગલે પાવનિયાં એવાં પ્રભુજનિયાં' ને ચરણે હૃદયનાં ફૂલ નહિ તો 'ફૂલની પાંખડી' યથાશક્તિ અર્પવા તે હમેશાં સજ્જ જ છે.

લલિતનાં આત્મતત્વનું ત્રીજું કિરણ ઉજળું છતાં સૂક્ષ્મ છે. કોઈને મહાભારતરામાયણના દુન્દુભિનાદ રૂચે છે, કોઈને કાલિદાસની મનોહારી સુન્દરતા કે ભવભૂતિની સૂક્ષ્મદર્શી સુકુમારતા ગમે છે. સિતારની રમઝટ જામી હોય ત્હેમાં કોઈ આનન્દ માને, તો જેમ સિતાર ધીમો વાગે, જેમ ત્હેના તાર મન્દ ને કુમળા બોલે, જાણે જળનાં કણ ટપકતાં હોય એવો કુમાશવાળો શબ્દ, પવનની ધીરી લહરી સમો, સ્ફુરે: એ કોઈને પ્રિય

હોય છે. લલિતનાં કાવ્યોમાં દુન્દુભિનાદ નથી, સૂરાવલિની રમઝટ જામી નથી, પણ સ્નેહના શ્વાસોચ્છ્વાસ સમી સુકુમારતા છે. વનઘટામાં ઊંડી ઘેરાયેલી કોકિલા ધીરૂં—અતિ ધીરૂં સુકોમળ ટહુકે, એવો લલિતનાં કેટલાંક કાવ્યોનો ટહુકો છે. પર્વતમાંથી નિચોવાઈ નિચોવાઈ જલધારા ટપકે, તેમ એમની શબ્દધારા ટપકે છે.

લલિતનાં કાવ્યોનું લાલિત્ય, શબ્દોને લડાવવામાં, લય કે ધુનની પસંદગીમાં, અને ભાવપ્રદર્શનની શૈલીમાં છે. જેવાં ભાવનાં ઝરણ કુમળાં છે, ત્હેવાં ગીતલય અને ગીતોમાંની પદાવલિ પણ સુકુમાર છે. લલિતનાં વ્યક્તિત્વવાળાં કાવ્યોમાં લાલિત્ય પ્રધાન ગુણ હોવો જોઈએ, અને છે. 'ના, હો નાથ! ના હો! ના હો' 'શાન્ત થાવ, સ્વસ્થ થાવ,' 'વસમી એક વિદાય' એ પદોની કુમાશ ઓર જ છે.

પણ લલિતના ગુણોમાં જ એમની સીમાઓ રહેલી છે. એમના ભાવનાં ઝરણ સૂક્ષ્મ છે, પણ વર્ષાકાળનાં પૂર સમાં, વિશાળ નથી; એમનો પ્રિય શબ્દ 'લગીર' છે, 'મહા' નથી: વામન અને વિરાટ ઉભય સ્વરૂપ હજી તે ધારી શકતા નથી. એમનું ઉર 'આળું' છે, ને મન 'મોળું' છે. આ ગીતસંગ્રહમાં ઉરની ઉમદા ઉર્મિઓ છે, છતાં વિચારની તો ઉણપ જ છે. Poets are the heralds of philosophy એ વર્ડ્ઝવર્થનું સૂત્ર, 'જ્ઞાન એ કવિતાનો આત્મા છે,' એ ગોવર્ધનરામભાઈનો સિદ્ધાન્ત, કે 'કવિ એટલે દ્રષ્ટા' એ ગીતાઉપનિષદ્માંનું અર્થરહસ્ય: હજી લલિતની દૃષ્ટિમાં ઉતર્યાં લાગતાં

નથી. લલિતની નૌકાને શઢ ચ્હડયા છે, પણ મંહી નીરમ નથી. તેમને સંસારના અનુભવ થયા છે, મન્થન ચાલે છે, પણ માંખણ હજી ઉતર્યાં નથી.

લલિતનાં આ કાવ્યસંગ્રહનું આવું સ્વરૂપ છે. અધુરાપણું —ને કોણ અધુરૂં નથી ?—છે, છતાં લલિતનાં કાવ્યો ગુજરાતે સત્કાર્યાં છે અને સત્કારશે: કારણ કે ત્હેમાં ગુજરાતને ગમતા ગૃહભાવ, કોમળતા, લાલિત્ય, ને લાડ છે. ગુજરાત એમની ભણી આશાની આંખે જોતું આવ્યું છે, ને જૂવે છે. આવી રૂડી સૌરભવન્તી અન્ય પાંખડીઓનાં, તેમ જ પ્રફુલ્લ પુષ્પોના યે, હજી ગુજરાતને અભિલાષ છે.

૧–૪–૧૯૧૨
રાજકોટ.

ન્હાનાલાલ દલપતરામ કવિ.

# લલિતનાં કાવ્યો.

## ફુલની પાંખડી.

સોરઠ, ત્રિતાલ.

ફુલની પાંખડી લ્યો, પ્રાણ !
ઉરની એ અધૂરી લ્હાણ;
અમીમય આંખને અહેશાન :
ફુલની પાંખડી લ્યો, પ્રાણ !

સ્વજન સ્નેહનાં ઝરણાં રેલે,
દિલદરિયાવ અહો ! એ ઝીલે !
પ્રાણપાંદડી ખાલી રહે,
ત્યાં બીજાં શાં સન્માન ?
ફુલની પાંખડી લ્યો, પ્રાણ !

છલકાતા રસભાવ તરંગે,
પ્રકાશપરિમલ ઉછળે અંગે;
પ્રફુલ્લ આત્મકમળ ઉઘડે,
ત્યાં બીજાં શાનાં દાન!
ફુલની પાંખડી લ્યો, પ્રાણ!

અનંત દલપર વ્હાલાં મ્હાલે,
અમર વેલ સુરતરુ સમ ઝુલે;
પ્રીતિલક્ષ્મી પ્રભુમય પ્રકટે,
ત્યાં પ્રભુતાનાં રસપાન!
ફુલની પાંખડી લ્યો, પ્રાણ!

દષ્ટિયોગમાં મધુરૂં હસતાં,
વ્હાલઉમળકે અધૂરૂં વિલસતાં,
રસિયાં જન કલ્લોલ કરે,
ત્યાં અધીનતાનાં તાન:
ફુલની પાંખડી લ્યો, પ્રાણ!

પ્રાણ સમાં પ્રિયજનને પરિચય,
રૂમઝુમતું અમ જીવન રસમય;
એમાંની આ એક જ–
ફુલની પાંખડી લ્યો, પ્રાણ!
ઉરની એ અધૂરી લ્હાણ;

અમીમય આંખને અહેસાન :
ફુલની પાંખડી લ્યો, પ્રાણ !



## જય ! સરસ્વતી !

ભૈરવી.

જય ! સરસ્વતી !
સુકુમાર નન્દિની !
મલકતી મનસ્વિની !
ઉરસરવિલાસિની !

વિમલ સરલ રસતરંગ સમ અમ,
હો સ્વચ્છંદ વિહાર !
તુજ કોમાર કળાયલ સમ હો
ભાવ જીવન સંસાર !

જય સરસ્વતી !
પ્રતિભા જગાવતી !
અમીરસ ઉછળાવતી
સુરવેણુ ગાજતી !

દેવપુત્રી ! સંજીવની ઉષ્મા !
જ્યોતિ આત્મઉજ્જાળ !
પ્રાણપ્રેરણા ! પ્રણયપ્રચારક
વિબુધ ભક્ત તુજ થાવ !

જય સરસ્વતી !
મલકાવી મ્હાલતી !
ઉમંગઆશ સીંચતી,
પ્રભુપંથ દાખતી !

જય ! સરસ્વતી !
સુકુમાર નન્દિની !
મલકતી મનસ્વિની !
ઉરસરવિલાસિની !



# મઢૂલી.

"કાનુડો ન જાણે મ્હારી પીડ" ભગવતી મીરાંબાઈના
એ ભજનની ધૂન.

મઢૂલી મજાની પેલે તીર,
સંતો વ્હાલાં !
અનેરી અમારી એ લગીર !

વૃક્ષો વેલડિયોવાળાં,
કુમળાં ફળફુલ રસાળાં;
લઈ જાવ લ્હાણું એ લગીર !
સંતો વ્હાલાં !

મનની કંઈ મોજમજાઓ,
રસિયાં ઉરનો કંઈ લ્હાવો,
લેવાને આવજો લગીર !
સંતો વ્હાલાં !

સ્હામે સંસારી વિલસે,
વચ્ચે જીવનસરિતા વહે :
રેલવિયે ત્યાં રસરંગ લગીર !
સંતો વ્હાલાં !

ઉડવાય સફર સહિયારી,
સુખદુઃખની કંથા ધારી :

આનન્દ ઓર એ લગીર !
સંતો વ્હાલાં !

લગની રહેવા રહાવાની,
ગીતડાં પ્રભુનાં ગાવાની,
લાગે તે આવજો લગીર !
સંતો વ્હાલાં !

મહુલી મજાની પેલે તીર,
સંતો વ્હાલાં !
અનેરી અમારી એ લગીર !



## વ્હાલાં સહુ ! આવો, આવો !

નટ–કેદાર.

વ્હાલાં સહુ ! આવો, આવો !
વ્હાલાં ! આવો લ્હાવો,
વ્હાલથી વધાવો :
આવો, સહુ ! આવો, આવો !

પોષક પૃથિવીનાં,
પાલક પ્રભુનાં,
અમર બાલકડાં !
આવો, સહુ ! આવો, આવો !

સન્ત સદનમાં,
સહોદર ! રમતાં;
જનની જનકનાં
ગીત સહુ ! ગાઓ, ગાઓ !

જગજનહિતનાં,
સહજીવિતમાં,
સહુમય બનતાં,
ન્હાઓ, સહુ ! ન્હાઓ, ન્હાઓ !

સરલ રસિકડાં !
કરૂણ જીવનમાં,
ઉત્ફુલ્લફુલડાં !
લ્હાઓ, સહુ ! લ્હાઓ, લ્હાઓ !

જન્મભૂમિનાં,
કુલજીવતરમાં,
ગૃહનાં સુખડાં,
છાઓ, સહુ ! છાઓ, છાઓ !

વ્હાલાં સહુ! આવો, આવો!
આવો, સહુ! આવો, આવો!



## આજનો આનન્દ.

સોરઠ–ત્રિતાલ.

અહોહો! આજ ઘણો આનન્દ!
લીલાભરી લહરી સમ વિહરંત,
અહોહો! આજ ઘણો આનન્દ!

ગઈ કાલ તે કાલ આવતી,
આજ એકની એક,
ધન્ય સમય હો! જે પળ મળિયે,
આપણુ એક અનેક!
અહોહો! આજ ઘણો આનન્દ!

સ્વજનશરણમાં અંતર ગુંજે,
નાચે નટવર પ્રાણ;
–ડોલે ને બોલે કંઈ ગેબી,
કરી મધુરાં નિજદ્દાન!
અહોહો! આજ ઘણો આનન્દ!

ઝીલિયે હો ! ચાલો ! આત્માનાં
સુન્દર તેજસુગંધ !
રસલીલાં ફુલડાં સમ ઝુલિયે
વિભુઉર લલિત વસંત !

અહોહો ! આજ ઘણો આનન્દ !
લીલાભરી લહરી સમ વિરહંત,
અહોહો ! આજ ઘણો આનન્દ !



# બાહુક.

( હરિણી— ) ( નળદમયંતીનો પુનર્યોગ. )

૧.

ધપતી ધપતી વેગે રાત્રિ ધીમી પડી જાય છે :
ઉડુગણ ભરી પાંખો ફ્હોળી કરી ઉડી જાય છે :
અનહદ ધ્વનિ ઊંડે ઊંડે ગભીર શુણાય છે :
ધીમું વિકસતું શીળું વ્હાણું, શિશુસમ, વાય છે.

અણુસમજુ એ બાલુડું તો અબોલ હસ્યાં કરે,
બટુક ગબરૂ પાવો ગેબી બજાવી રમ્યાં કરે :

બની રમકડું હીંચે ઝૂલે ઉષા રવિને કરે :
  સ્મિતથી સૂચવે : “ મોંઘા લ્હાવા કસોટી પછી મળે. ”

હૃદય સરસાં રાખી શાંતિ અને સુનકારને,
  હસતી રમતી ગાતી ગાતી નદી વહી જાય છે.
સુરખી નભની હાથેલીમાં વધાવી નચાવતી,
  મુદિત મુખડે બાલા ઘેલી વધે કુદી નાચતી.

૨.

સ્થિર નજરને ન્હાના ધોધે નચાવતું આ સમે,
  અહિં ઉભું હશે ઉત્કંઠાથી ઉષા સમ કોણ એ ?
તીર પર ઝૂલે આરાવાળી અલૌકિક વાટિકા,
  ભવન વચમાં : ત્યાંથી આવે ઉજાસભરી શું આ ?

વિમલ વસનો ધોળાંવાળી સુમંગળ મૂર્ત્તિને,
  ઝલક, વદને નિરાશાની કરૂણુ છવાઈ છે :
ઉર ઉછળતી ઊંડી આશા છતાં સ્મિત છાય, ને
  પ્રણયપુતળી ગાતાં રૂવે; રડી વળી ગાય છે :

ગીત—આશાવરીના લયમાં.

હો ! ભલા ભગવાન ! દેવા ! હો ! ભલા ભગવાન !
  દુઃખીના વિશ્રામ : દેવા !—ધ્રુવ.

ભૂલી એ "ગઈ કાલ" જાતાં,
 વ્હાણું ઉડયાં કૈંક વાતાં ;
ત્હોયે આવી "આજ" આ કાં ?
 હો ભલા ભગવાન !

દારૂણ દુઃખના પ્રતાપે,
 કૈં વળે અંધારાં આંખે !
ના સૂઝે, ભવને ભૂલાવે !
 હો ભલા ભગવાન !

વૃત્તિ ઉઠતાં તો વ્હાલાં,
 તજી દે વિસારે વ્હાતાં :
ત્હોયે એ ન મટે મનમાન્યાં :
 હો ભલા ભગવાન !

વ્હાલાંને વિચારવાની,
 ઉરની અમીસરવાણી,
જીવતી ન સુકાવાની :
 હો ભલા ભગવાન !

બીનાં મર્મ ભોળા સ્વજનના,
 કૈં ઘટે સતેજ થાવા,
ઉરાડી અમીના છાંટા :
 હો ભલા ભગવાન !

કૈં વિચાર્યું ન જાય એવું,
દુઃખડું આ કોને કહેવું ?
ક્યાં સુધી અમારે સ્હેવું !
હો ભલા ભગવાન !

બાળકડાંની બાંહ્ય ધરોને,
ઉગારી નિભાવી લ્યોને,
સ્હામે અમારી જુવોને :
હો ભલા ભગવાન !

પ્રતિ સમય આ, નાહી, આવું સ્તવી, નમી તેજને,
તટપગથીએ ઊન્હા ઊંડા નિસાસથી એ ચ્હડે :
ઉર ધડકતે, ભીની આંખે રહે, નિરખી બધે :
જડ સમી દિસે સૃષ્ટિ નિત્યે : છતાં ઉભી કાં રહે ?

મુખ ગરીબડે રોયા જેવે, કરે કંઈ શોધ ત્યાં,
લહરી શ્રવણે છાનું કૂજી ગઈ સખીકૃત્ય કૈં ;
પીગળી પુલકે, બ્હીલી મુગ્ધા, " વિભુ દીનના ! " લવી :
વિરહિણી ગઈ ભૂલી રોવું શુણી કંઈ બ્હાવરી !

ચપલ ચતુરા એવું એ શું હશે ચમકે ભલા !
પરિચિત સ્મરે પૂર્વાવસ્થા ચકિત જ ચંચલા :
" સ્વજન સૂર એ : એનો એ ! હા ! અચિંત મધુર એ ! "
વદી ઉમળકે, આવે ત્યાંથી, જવા વધી, સૂર એ.

૩.

ચીરી સમીપની ઊંડી ખીણો ભયાનક ભેખડો,
પતિત જનની પીડાનો શું અવાજ હશે થતો?
ખડક સમી એ કાળી કાળી કઠિન જ ભેખડે,
કંઈ સમયનું કો એ જોતું ઉભેલ લખ્યાં કરે?

સ્મિતરુદનના ભૂલી ભેદો ગઈ હતી આંખ એ!
તહીં લીસરડા ઝાંખા આશા ઉડેલ તણા વસે!
વિતક વરસ્યા કૈં કૈં તેથી ફરી ગઈ આકૃતિ,
સ્વજન પરખે એવી મુદ્રા ન જેની ય, તે લવે:—

"શું ઉડી ગયું એ? પંખી મ્હારા! ઉડી ન જઈશ તું!
લલિત મધુરી આ લીલાના અમાનુષી સત્ત્વ તું!
કરુણ ગીતડાં ગા ને! ગાયાં ન કાં કર તું હજી?
મુજ ગરીબની ઓછી ઇચ્છા ન કાં કર તું પુરી?

"વિદય નવ થા; છૂપી ગાજે ભલે સ્વર-મૂર્ત્તિ! તું:
સહચરી ઉડી, સ્વપ્નું ઉડયું, જશે પણ ઊડી તું?
સ્મરણ-ઉખળ્યા, તું ગાશે તો વ્રણો શમશે કંઈ,
વ્યથિત જનની તપ્તિ ટાળો ન સાંત્વન કાં દઈ?

"પ્રતિપળ દિને કે રાત્રિએ સુતાં ત્યમ જાગતાં,
તરવરી રહે વસ્તુ વ્હાલી તણી પ્રતિમા સદા!

મુજ અધમતા કેરાં ચિત્રો ચીરે ઉર, ત્હોય ત્યાં,
સુખ અધિક હું માનું, છાજે ઘડીક ન એ છતાં!

૪.

"પ્રિય સ્વજનના મીઠા સ્વપ્ને મથું શમવાય, ત્યાં,
સઉ પજવતાં ત્રાસે પ્રાણી ભવે અળખામણાં:
અજબ સૂર એ ઊંડા ગેબી સમીપ શુણાય ક્યાં?
પરિચિત સમી સાચી શાંતિ ગયે શમી એય ક્યાં?

"રહી હદ હવે આવી! ત્રાહિ! સહી ન શકાતું કૈં:
પ્રિયજન વિના હૈયું ખાલી કરી ન શકાતું કૈં:
પ્રણયી જનને બ્હાતાં પાછું જુએ નવ પાતકી,
ઘટતી જ દશા આવી એવા કઠોર નઠોરની!

"કંઈ સમજતાં શીખ્યો ત્યાંથી તવાય જવરે તનુ:
અનુભવ મને બ્હાલાંઓના વિયોગ તણો બહુ!
નથી વિરહ કે ઊંડી પીડા ખમાતી જરી હવે:
રતિ નથી રહી નીચોવાતાં ભવે કંઈની મને!

"વળી હદ, વિધિ! જોને, બાપુ દયા કરી દે ક્ષમા!
ઘસડી ઘસડી છોલે, છૂંદે: છતાં તું જુવે ન કાં!
નવ ઘસડ તું! અંધી આવે અકાળ અશક્તિથી:
વિવિધ દમને શાંતિ સ્વપ્ને દીઠી ન કદી જરી.

"વિધિ! ધસડતાં વ્હાલાંઓને જરા રમરવા જ દે,
પ્રણયસુખની યાદી મીઠી પળેક છજાવને:
મુજ અધમને, આવી ઓછી વસે, ઉર, વાસના,
કૃપણુ કયમ થા બાપુ! તેને ઘડીક નિભાવવા!

"કંઈ નહિ, ભલે, વ્હાલાં સત્ત્વો અલૌકિક વિશ્વનાં!
રમત રમજો ગાતાં નાચી અજાયબ રાસમાં!
કુસુમ સ્મિતનાં લીલા લીલી ધરે તમને જ, ત્યાં,
ઉરઉકળતાં ઉન્હા આંસુની અંજલિ અર્પું કાં?

"સમજ સરતાં બ્હેરી બુદ્ધિ કરે કળકળાટ, તો,
સહૃદય થઈ, ભોળાં વ્હાલાં! ન તે ય વસાડજો!
પણ શીખવજો ગાતાં મીઠું દ્રવી રસ તૃપ્તિનો,
સમ વિષમ: એ ઊંડા ભેદો ભવે સમજાવજો:.

"કંઈ નહિ કશું: મુંગા મારે દ્રવીશ ન આંસુડાં:
વિગત ભૂલવા કૈં કૈં મિષે મથું ત્યમ હારૂં કાં?
હૃદય ઉકળે! રોમે રોમે વરાળ ઉન્હી વહે!
શરીર ઠીજતાં વાયુ ઠંડે જવાય લવી મુખે:

૫.

"ગભરૂ વયની ભોળી આખે કુટુંબ પ્રજા વસી,
અવર ન હતી આશા, સેવા વિના, મુજ, એ તણી:

જનસમૂહમાં સીંચી શાન્તિ કૃતાર્થ થતાં થતાં,
સુખદ સમયે વર્ષો કેવાં વહીય જતાં હતાં !

" જીવિત જગને, રિદ્ધિ સિદ્ધિ પ્રવૃત્તિ સદા રચે,
સ્મિતભર મૃદુ તૃપ્તિવાળી નિવૃત્તિ જ ભોગવે :
ઉર રમી રહે સ્વપ્નોમાંયે પ્રજાહિત રોજ, ત્યાં,
શ્રમતી સુખમાં એના, મ્હારી પ્રવૃત્તિની વાસના.

" હૃદય ફુલતું આનન્દે આ પવિત્ર વિચારમાં !
ખબર ન હતી રહેવાની છે ભૂલોની પરંપરા !
ખમવું વસતાં વ્યષ્ટિમાં, કાં, સમષ્ટિની ભાવના ?
જનસમાજમાં ના આવે કાં અભેદ–અનેકતા ?

" જનની વસુધા કેરે અંકે સુગંધરસે ભરી,
વળતી, રમતાં અંતે સૂતાં, નિરાંત હસાવતી :
ગુણવતી પ્રજા સ્વપ્ને સ્વપ્ને મને જ વધાવતી :
નિરખી રહી એ સંતોષે કૈં સ્મરૂં સ્થિતિ પૂર્વની !

" ચળકતી ચ્હડે લીલી લીલી લતા સરસુંદરી :
તટતરૂપરે ધીમી ધીમી છવાય બધે રતિ :
પ્રિયજન નીચે, નાચે ઉંચે ઉડે કલહંસ કૈં :
કુસુમ કુમળાં માળારૂપે લચી સ્મિત છાય કૈં.

" હૃદય વસતી વેલી વ્હાલી તણા સહચારમાં,
સહચરી બને આત્મા મ્હારાં સુવૃત્તિ વિચારમાં !
અહીં રચી લીધા લ્હાવા લ્હાણાં: દીધાં સુખ સ્વર્ગનાં:
વળગી વળગી ફુલ્યાં ફાલ્યાં વસંતની છાંયમાં.

" ગુણિયલ સખિ ગૌરી શાણી ! ગણું પરિણામ આ,
સુખદ તુજ સૌ ઇચ્છાને હો અધીન થતાં સદા:
સ્થિતિ અવનવી : એ ક્યાં ? આ ક્યાં ? જડી વિકૃતિ જગે :
સમજી ન શકું આ ત્રાસેથી અનુગ્રહ શું થશે !

" સ્મરૂં છું દિન એ, કલ્યાણીને જરી કચવાવતાં,
વિપરીત દશા વ્હોરી લીધી, પડ્યાં દુઃખજાળમાં :
જગકપટમાં ભોળે ભાવે ભમાઈ જરા જતાં—
અધમ જનના સંગે પામ્યો અધોગતિ ખેલતાં :

" સમજ વિફરી પોતાનાંને પીડા દીધી સામટી :
જ્ઞાતસુખ ગતિ આ પાપીની થઈ વિનિપાતની:
વિષ જગતના દંશે વ્યાપ્યું, ફરી મુજ આકૃતિ :
જીવિત ભરમાં જાણે કોઈ ન આહુકને કદી !

" પ્રિય પ્રિયતમા ! દેવી ! સાધ્વી ! શું આ ! મુજ એ સતી !
કળી ન શકતુ સહુ હૈયું અજાયબી આજની !
પૂછ્યું પણ કાં ? મ્હેં તે શું શું અકાર્ય નથી કર્યાં ?
વિપરીત બને બુદ્ધિ વ્હેરી વિનાશ કરાવતાં.

"કંઈ નહિ ભલે! ઘેલાં લોકો ગમે ત્યમ છો ગણે!
મુજ મનગમી હેતુ ઇચ્છે બીજો ન કદી મને!
ન વનવગડે મેલી મેં શું? કઠોર થયો ન શું?
દુઃખી મુજ દુઃખે એવીને મ્હેં દુભાવી ન એમ શું?

"સહૃદય પ્રિયે! તારા જેવી તુ મ્હારી અરૂંધતી!
તુજ વ્રત થકી હું જેવાને વસિષ્ઠ બનાવતી:
ફુલ, તુજ સમી આ લીલાનાં ધરીશ, સુલક્ષણી!
ચરણરજને વંદી ત્હારી, લઈશ જ નિરખી.

"લઈ તુજ રજા જોતાં રોતાં પળીશ સ્થળે કંઈ:
કમનસીબને સારૂં છે કે શકીશ ન ઓળખી:
નળ તુજ, ભમી પુણ્યશ્લોકી અબોલ અજાણ આ,
જીવિત કરશે પૂરૂં, ઝાંખી કરી તુજ આજ! હા!

"મુજ જીવ સમાં બાલુડાં હો! સહુ જ ભૂલી જવું.
ઉર શમવજો દેતાં, દેવી! ક્ષમા, દમયંતી! તું
જીવન મુજ છે નીચે નીચે જ ભેરવજાપશું:
મલિન જીવને પ્રાયશ્ચિત્તે નથી નિજ પાપનું.

"મૃદુ, ઉર! બને શાને, કર્મો કઠોર કર્યાં છતાં!
બળી સળગી જા, ત્હારી રાખે સમાધ ચણાય કાં!
સ્મરણ રસળે વ્હાલાંઓનું, ઉરે પડ ઉખળે:
શરણ તુજ લે! મૃત્યુ મીઠા! ન આશ હતાશને!"

૭.

" પથિક વદતાં આવી રીતે નિરાશ અતિ થયે,
શિર ખડકમાં કંટાળાથી અફાળી પડે નીચેઃ
શિર થકી વહે લોહી ઉન્હું ! સ્હડે ચકરી, ઢળે !
સહૃદય ઉરે ભૂલોના ઘા રૂઝાય ન આ ભવે !

" કુદરત અલી ! આવી કાં તું અજાણુ સમી ઉભે ?
હૃદયભગિની ! ત્હારે ના હો નમેરી થવું ઘટે.
ગરમી ભરતાં દર્દી દિલે ઘટે હુંફ આણવીઃ
શરણુહીનને પંપાળી લે સ્વઅંક દયા ધરી.

લહરી પર કૈં વેળા વાધે, સ્હવાર વળી ધપેઃ
પ્રિયમય થવા ધીમે ધીમે વિકાસ ઉષા ધરે :
કુદરત સમું સ્પર્શે ત્યાં કો ઘવાયલ વીરને,
વળગી વળગી જોતાં રૂવે, ન આહુક તે સુણેઃ—



ગીત—કાલીંગડાના લયમાં.

" શાંત થાવ, સ્વસ્થ થાવ,
સ્વામી મ્હારા શ્યામ ! હો !—

વિતકને વિસારિયે :
વાંક ન વસાડિયે ;
વિસરિયે વિભુને નહીં, નાથ ! હો !—

દુઃખને પ્રજાળવા,
ઉરને ઉજાળવા,
ઉગે જુઓ ! આશાનો ઉજાસ હો !—"



ઉકળી ઉછળ્યું હૈયું, ગાતાં છળી દમયંતી એ:
વિનવી વિનવી દૂભાયેલા જગાડતી કંથને :
અશરણુ સતી હૈયાસૂની અધીરી બ્હીતાં રૂવે :
કંઈ ન સમજે ઘેલી, એ તો લચેલ લવ્યા કરે.

" રસ જીવનના ! વ્હાલા ! વ્હાલા ! ન આમ ઘટે કદી :
અધીન નજરે ના જુઓ કાં ? ઉભી તુજ આ સખી :
પ્રિય ! ટળવળે ત્હારી જો આ બળીઝળી વેલડી !
ઉભય બળતાં મુંગા મારે ! ન ભસ્મ ઘટે થવી !

" તુજ હૃદયની ઊંડાઈનો ઉકેલ મને જ છે :
પ્રકૃત જીવિતે લાગ્યા ઘાનો ઉકેલ મને જ છે :
મુજ વિણુ ન તું ! ઓ વ્હાલા ! ઓ ! ન નૈષધ વિણુ હું !
ધિરજ નથી હો ! જાગો ! વ્હાલા ! હવે ન ઘટે સુવું !

" કરૂણુરસને અબ્ધિ ઊંડે પડયાં, પણુ ના ડુબ્યાં !
કલહવિચિનાં, વ્હાલા ! ફેંકયાય આમ ફરી મળ્યાં !
કંઈ નીતરતાં આંસુડે તે પ્રકાશભર્યાં થયાં !
પ્રણુયપ્રભુની એ સેવાનાં અહો ! ફળ આ મળ્યાં !

સ્વજનસ્મરણે દૃષ્ટિયોગે પ્રદર્શન પ્રેમનાં,
  પ્રતિપળ થતાં તે વ્હાલા ! તે જગે પ્રકટાવવાં:
અનુભવઘડ્યાં અંગે સિદ્ધિભરી પ્રભુતા વધે:
  **બસ: વિહરિયે, ચાલો! વ્હાલા! જગજ્જનસેવને!"**

પરિચિત થતાં ઝંખેલું એ રસાયન સ્પર્શનું :
  રુધિરથડકો થંભ્યાં ! શાંતિભર્યું શિર તો થયું :
નયન ફરક્યાં તે સાથે કૈં ઉડી પડછાય, ને
  નળ વિમળ એ એનો એ તો નમે દમયંતીને.

ભૂલ સમજતાં સર્જેલી કૈં ક્રઝાવ વ્રણો ઉંડા !
  સહૃદય ઉરે સંધાજો કૈં સળેસળ સામટા :
પટપર ખીલો કૈં કૈં રંગો અનંત વસંતમાં :
  લલિત ફુલડાં મધ્યે નાચો વિભુમય વિરલાં !

# કોકિલાને.

હરિણી.

૧.

વિરહવનના શોકાગ્રેથી "ટહૂક" થયું ન શું?
મૃદુ હૃદયની પીડાવાળું હતું ગીત એ ન શું?
કુપિત જનની ઉન્હી જ્વાલાભર્યું હતું એ ન શું?
કરૂણ રસની તેમાં ઉંડી હતી પ્રતિભા ન શું?

૨.

પ્રણય કલહે તર્છોડેલી વૃથા કંઈ સ્વપ્નમાં,
ચકિત ચમકી વ્હીલી બાલા દિસે છ ટહૂકતાં:
ન તું ચમકજે, ભીરૂ ચારુ! ન રોષ તું રાખજે:
રડી રડી, સખિ! દુભાતાં તું ન ચન્ચુ સુઝાવજે!

૩.

સરસ શું મજા, મીઠી મુગ્ધે! ન આમ્લરસે પડી?
મધુર ટહૂકા કીધા ખાતાં ન આમ્રની મંજરી!
કંઈ રમતમાં ડાળે ડાળે કુદ્યાં ન શું કૂજતાં?
સુખસમીરને બાકી શ્યામે! શું રાખ્યું નિચોવતાં?

૪.

નિરખી ઘનને ગ્રીષ્માન્તે આ રસાબ્ધિથી આવતાં,
સુખદ શિખરે આશે નાચે કલાપી ભલે સદા:
કંઈ પળ પછી ન્હાશું પાછાં રમી રસવૃષ્ટિમાં,
પુલકી ઉઠતાં લીલી લીલા ગજાવશું કૂજતાં.

૫.

અમૃત ઘડી જે સંયોગીને સુખે વિકસાવતી,
વિષમય જ એ વિયોગીને દુઃખે કરમાવતી;
અકળ નિયમે બંધાયેલાં છુટી ન શકે જરી,
સમયવિકૃતિ થાતાં સુધી બધું સહવું: સખિ!



## અમરાવતીનાં અતિથિજન.

દ્રુતવિલંબિત.

૧.

"ઉદય ઉન્નતિ ને અવસાનમાં,
સતત વિકૃતિના પરિવેશમાં,
પ્રકટી રમ્ય જીવિતરહસ્યની,
પ્રબલ આશ ઉરે કંઈ રહે રમી!"

પવનની લહરી પર આ સમો,
સ્વર મધુર પળે પળ નાચતો;

ઉડી રહી જડ ચેતનને ભવે,
જનપદે વિજને સમતા વહે.

ઘુઘવી અર્ણવ ઘોર અવાજથી,
ઉછળતાં નભને વિનવે કંઈ:
ઉર રસાલ વિશાલ વિશુદ્ધ એ
મહીં અગમ્ય લીલા રવિ વિસ્તરે.

પ્રતિકૂળે રચના વિધિની બધે,
તજી પ્રમાદ પ્રમોદ સહુ ધરે :
મનુજ મોહભર્યાં રમતાં હસી,
જગતું જીવન આમ વહે જીવી.

૨.

સરસ સુંદર સામ્યનું હાર્દ એ,
સમરવે મૃદુ સંગીતમાં મચે :
અવગણે હતભાગ્ય જ કોણ એ,
સમીપમાં તનહા ભમી આ સમે ?

ખીલતી જ્યાં મનુની રચી વાટિકા,
ઝરણું કૃત્રિમ જ્યાં ઝરતું સદા ;

ખડક ઉચ્ચ સગર્વ જ અર્ણવે,
ઝઝુમી રહે ઝુલતો તહિં વિચરે.

પટ ખોલે પચરંગી જ પશ્ચિમે:
કંઈ કરે મનુ ક્રીડન દક્ષિણે:
દીપી રહે ઋષિઆશ્રમ ઉત્તરે:
નયનનો પ્રસરે પથ પૂર્વ એ!

નિરખતાં ય ચહી નવ ચોગમે,
ઝરણુ પાસ રહેલ સુઈ નીચે!
દ્વિગુણુ દુ:ખથી દીન દુભાય એ,
સુખદ સાંત્વન માટ કંઈ મથે.

૩.

ઝલક દિન જતાની રહે ઝીલી,
ધસી નીચેથી નિશા નખરાં ભરી!
વિરહીનાં મિલને કંઈ નિરખી,
વિરમતાં સમજુ જન વિલસી!

રહી પ્રવૃત્તિ સમે જ રવિ ઉષા,
દ્રવી રહે સુખશાંતિ શશી નિશા!
શીતલ ચંદની ને સુનકારમાં,
પીંગળી જાય ઉરેઉર હેતમાં!

અતિથિ આમ છતાં દુઃખી કાં દિસે ?
ફડફડી ઘડીયે ઘડી કાં ઉઠે ?
ન મનુમેદિનીમાં શું મળ્યો હશે :
સમ સમાસ અહીં કયમ એ ગણે ?

૪.

ભરી નિસાસ નિગાળી ઉન્હા ઊંડા,
મનવ્યથા મથતો શું મટાડવા ?
ઉમળકા ઉરમાં ઉભરાઈ ને,
રહી રહી નીકળે મૃદુ કૈં રવે :—

"પ્રિયતમે ! ત્હડી ઉન્નતિને પદે,
અવનતિ કયમ અન્યની ક્હે ગમે ?
સખિ ! તને ચહું આંહિ ત્હડાવવા,
હૃદયની રચના નિરખાવવા.

"ઉર ભર્યાં અભિલાષ કંઈ ! પ્રિયે !
ન સમજું સહસા કયમ એ ઉઠે !
અહીં થકી તુજ અંક પડું ઉડી :
રડી રહી જરી જંપુ સુઈ જઈ !

"પુછીશ માં, મન શીદ મુંઝાય છે ?
સ્મૃતિ ન આપીશ, કંઈ કળતાં, મને :

જગતની જડ રીત જ એવી : હા !
સખિ ! ઘટે અનુકંપ જ લાવવો !

“ જન અમીર તણી ખુબી કૈં દીઠી,
ભભકથી ભરમાવી ભમાવતી !
અકળ ભેદભર્યાં ભવમાં બધે,
અધમતા જનનું જગ આચરે !

“ જગતનું સુખડું મળતાં જતાં,
અનુભવ્યે પરિતપ્તિ ધરે બધાં !
નિરખી આમ જવું નવ ચેતી કાં ?
તજી ઉપાધિ ન તૃપ્ત જ રહેવું કાં ?

૫.

“ ન શકતી રહી કંઈ આશ હવે મને !
જગતમાં નવ જંપ વળી વળે !
ઉર વિરાગવિચાર જ ઉપજે !
તુજ વિના અનુરાગ ન ક્યાંય છે !

“ સહચરી ! રહી દૂર તું ત્યાં છતાં,
તરવરે નજરે રૂપ જુજવાં !
ઘડી સુતેલ તને નિરખી રહું !
સુણું નિસાસ મહીં મુજ નામ હું !

"વળી છૂડી અહિં આવતી નિરખું !
મુજ કસોટી નિહાળી મુંઝાય તું !
હૃદયની રમણી ! કર એમ કાં ?
તું ગભરાઇશ તો હું શમીશ ક્યાં ?

"મનગમી ! કૃજ્ય હર્ષભર્યું કંઈ,
ઉર ફુલાવ રમી રહી, ઘેલડી !
તુજ મુખે કંઈ તેજ છવાય, તે,
જગતની ભૂલવે જડતા મને !

"ઉદધિ ! કાં તુજ અંક, હવે સુવું !
તુજ ઉરે જ સમાસ જ કાં ધરૂં ?
મુજ સખી તલસે જ શમાવવા,
સરસ સ્હોડ મહીં નિજ, દે રજા !"

૬.

વદી રહ્યે કંઈ એ, ઉભી ત્યાં દીઠી,
ચળકતી પ્રતિમા મનુના સમી ;
સમજી એ ન શક્યો ઉભું કોણ એ !
સહચરી સ્મરી એ ? વનદેવી કે ?

સમય કૈંથી ઉભેલ નજીકમાં,
સતી છતાં, ન હતાશનું ધ્યાન ત્યાં !

ઉર દબાય ઘૂમે, ત્યમ ખિન્ન તે,
દરદી ભાન ભૂલી સતીને સ્મરે !

અસુર આજ અચાનક કૈં થતાં,
ભ્રમભરી ભટકી પતિશોધમાં ;

પ્રિયતમા અતિથિની અચિંત્ય ત્યાં,
જઈ ચડી નિજ શ્યામ સુતેલ જ્યાં.

સ્વજનનો પરિતાપ, સ્વભાવથી,
સમજી એ સહવાસ ન મૂકતી :

સુખદ સાંત્વન તો સતી આપતી,
પતિનિરાશપણું ય શમાવતી !

૭.

ઝલકથી ગઈ આંખ મીચાઈ, એ,
પકડી બેલડી લેઈ જતી દિસે !

ગણગણી ગીતડું મધુરા સ્વરે,
ઉતરી એ નિરખાવતી કૈં નીચે :—



( ગીત: वाट बघत द्वारि उभी : એ મરાઠી મહાડના ગીતની ધૂન. )

" ના, હો ! નાથ ! ના, હો ! ના, હો !
બનિમે નહિ નિરાશ, ના, હો !

દમામી દુનિયાની,
જતી આ જીંદગાની :
જેવી તેવી એ નિભાવો !

મનુની મેદિનીનો,
ગાજે સૂર ભાવભીનો :
પ્રભુની એ પ્રાર્થના ! હો !

ઉંચેના તારલા એ-
નીચેનાને નચાવે :
અગમ્ય એ લીલા ! હો !

રહેવા નહિ દેવા, રહેવું :
અહોહો ! એ જીવન હેતુ :
ભૂલે નરવીર ના, હો !

સુખદુઃખનાં સોણુલાંની
વિભૂતિ : આનન્દ શાંતિ !
ધરી ઉર, એ ધરાવો !



૮.

ગીતડું આમ મધુર જ ગાય, ને
અતિથિને શમવે પ્રણુયે ઉરેઃ

અસર જાદુભરી ચમકાવતી,
ગરમી એ શીત ઉર ભરે વળી !

ઉડતી ક્યાં ? લઈ ક્યાં જતી એમ એ ?
હતું ન ભાન, ન ધ્યાન, અતિથિને !
નજર તેજભર્યે મુખ રૂહે ઠરી !
સ્મિતઅમી તહિં એ વરસાવતી !

ઉર શમ્યું, વસી સાત્વિક ભાવના !
કળકળાટ સમી શમી વાસના !
મધુર સ્વપ્ન સમી સખી તેની એ,
શમવી આમ, નીચે ઉભી, શ્યામને !

૯.

હસતું રમ્ય પ્રભાત હસાવતું :
રમકડું કર તેજનું નાચતું :
ઉભય સંશય એ રમતે રચે,
અનુપતા મહીં કોણ ચ્હડી શકે !

પ્રકૃતિનો જ પ્રસાદ વધાવતાં,
ભૂલી બધું, તજી શોક, ઉમંગમાં,
પ્રકટ ભાન ઉરે વિભુનું થતાં,
હૃદયભાર રહે વહી આંસુમાં.

અતિથિની સ્થિતિ નિરખી આવી એ,
નજીકને લઈ જાય સરોવરે :
કુદરતી રચના જળમાં ઝુલે,
ઉભય સૃષ્ટિ કરે કણુ આપલે.

નિરખતાં રવિને સરઉરમાં,
તરૂણુ જોડલું તો નમતું જ ત્યાં !
ઉભયનું પ્રતિબિંબ નિહાળીને,
સહચરી કંઈ કૂહે છ અતિથિનેઃ—

" હૃદયકાંત ! સદા વસી સાથમાં,
ઉરસરોવર આમ નિહાળતાં,
સ્મિત કરી રહી બાઝિશું હેતમાં,
ધરી દયા જગના જનની ય ત્યાં !

" વિહરશું કંઈ આમ વિચારતાં,
હૃદય આશજળે ઉભરાવતાં !
સ્વજન ! સ્વર્ગ રચી અહિં એ સમું,
બ્હીશું ન મૃત્યુથી, તો પછી મુક્તિ શું ? "

૧૦.

ઉભય આમ ક્રીડે કરી કોડ તેઃ
પ્રકૃતિની જડચેતન સૃષ્ટિ એ,

પુલક હર્ષનાં ઉપજતાં બધે
ખડખડાટ હસી પડતી દિસે!

નભ ભૂમિ જલ પર્ણઃ બધે ભર્યા,
ઉરપ્રમોદ તણા પડઘા પડ્યા!

શરમનું સ્મિત રહે રમી એ સુણી!
ખબર વિણ મીંચાય જ૨ આંખડી!

પ્રતિનિધિ સમ ત્યાં પ્રકૃતિ તણા,
ઋષિ છુપાયલ, એ સુણી ક્યારના,
ઉભયને ઉરઆશિષ આપતા,
પ્રકટ કૈં વદતા હસતાં થયાઃ—

“ચમકશો ગભરૂ જન! ના તમે!
શરણ સેવક આ નમતાં ઉભે!
જનસમૂહનું હિત વધારવા,
અમ સમાં કરીયે કંઈ સેવના!

“પુનિત દંપતી! જે મનમાં રમે,
કંઈક તે સમું જોડલું જોઇ ને,
હૃદય આ ફુલતું કંઈ હર્ષમાં;
સુખી થજો રમી એ સહચારમાં.

"મનુનું ભાગ્ય સદા નિજ હાથ છે,
ઉભય જેમ રચે ત્યમ ભોગવે;
સહચરી! અતિથિ! તમ યોગનું,
અમ સમાં પણુ એ ફળ પામશું!

"જનસમાજથી આમ દૂરે વસી,
પ્રથમના ઋષિ પેઠ જ આચરી,
જનસુખાર્થે વિચારપ્રવૃત્તિમાં
જીવન જાય નિવૃત્તિનિવાસમાં!

"સમજુ છો, પણુ છો ગભરૂ છતાં,
વિહરજો રહી સાધુ જનો સમાં!
પ્રકૃતિનાં નચવ્યાં રમી રાસમાં,
નચવજો સઉનાં હિત સાધતાં!"

વદી મહાશય એ નિજ આશ્રમે,
ઉભયને કંઈ સાદર તો કરે!
વિમલ ગૌરવ વર્ધન ભાવમાં!
વિરમતું ઉર સંસ્કૃત શાંતિમાં!

નિરખી દંપતીનો વનવાસ એ,
પ્રણુય–વ્યષ્ટિ–વિવેકી કુટુંબને,

લળી લળી ઋષિને પૂજતાં નમે!
    લઈ રજા વિચરે સ્તવતાં ધીમે:—

"સહચરી! પ્રિય સંતનસંગથી,
    અધમની ઉપજે બસ: ઉન્નતિ!
સ્વજન! ભક્તજનો સમ સેવિશું,
    જગતમાં સુખસ્વર્ગ રચાવિશું!"

ભરતું શાંતિ ઉરે હસી જોડલું,
    શિખર ટેકરીને ચ્હડતું જતું;
મધુર ગૌર મુખે ધરી રોશની,
    વિરમ્યું ક્યાંક ઘટા તરુની મહીં!

નવ રહ્યું કંઈ પાછળ! માત્ર એ,
    પ્રથમની જડ સૃષ્ટિ ઉભી હસે;
પવન ત્યાંથી જઈ મનુમંડળે,
    ગણગણે અમરાવતી ઉપરે:

"ઉદય ઉન્નતિ ને અવસાનમાં,
    સતત વિકૃતિના પરિવેશમાં,
પ્રકટી રમ્ય જીવિત-રહસ્યની
    પ્રબલ આશ ઉરે કંઈ રહે રમી!!"



# હરિણીને.

હરિણી.

૧.

કવલ મીઠડા હેઠે હૈયે ભરે કંઈ ન્હેડલાં,
પ્રણયરસના ઘેલાં હેતે ભરે કંઈ ઘુંટડા;
સુખદ પળમાં ભૂલી કૈં કૈં રમે હસતાં વને:
પતિકૂલ વિધિ! તેને બાપુ! હવે ન સતાવજે!

૨.

રડ ન રડ, તું! વ્હાલી વસ્તુ! પીડા કંઈ પામતાં,
ઢળી ન પડ તું નીચે. નીચે ગળું લચકાવ માં;
"પ્રિય! મરૂં છું, હા!" ના કલ્યાણી! ન એ સખિ! બોલ માં,
મૃદુ હૃદયમાં વેધી વાક્યે ચીરા વળી પાડ માં!

૩.

ગત સ્વજનના ઓછા બોલો દુભાયલ સુખના,
કંઈ કંઈ સુણી આ હૈયાને પડેપડ છે જલ્યા;
પળ કંઈ શમ્યા ત્હારા સૌખ્યે, ત્રણો તું ઉવેળ માં;
દુઃખદ શરદી વ્હાલી! એવું વદી વળી લાવમાં!

૪.

મુજ જીવિતની મોંઘી આશા ભવે, સખિ ! એક તું,
અજબ નૂર કૈં આ આંખોનું પ્રિયે! મુજ એક તું ;
બળું બળું થતાં આ હૈયાને સુધા સમ લેપ તું.
અકલ किमपि द्रव्यं, વ્હાલી ! ગરીબનું એક તું.

૫.

મધુર લહરી વ્હાણાની તું સુગન્ધિ સમીરની,
પ્રિયજન અલી મીઠી નિદ્રા ગુલાબ કળી સમી ;
સહૃદય સઉ આવોઃ લાવો રસાયન કૈં થકી,
મુજ હરિણીને ફીકકે ચ્હેરે રતાશની રોશની.

૬.

મુજ હરિણી જો મ્હારી સ્હામે મીટમીટ માંડશે,
અમ પ્રથમ શાં હૈયેહૈયાં સચેતન હીંચશે,
વિતક ભૂલતાં ભોળે ભાવે કૃતજ્ઞ જ તો થશુંઃ
સદય સઉને સેવીશુંઃ હો ! સજોડ સુહાવિશું.

# બ્હાવરી બાલાને.

વસંતતિલકા.

૧.

આનન્દની ઉરવસી પ્રતિમા પ્રિયે ! તું,
ઉદ્દ્ગાર કેમ અવળા કરતાં શિખે તું ?
ચિરાય ચિત્ત મુજ એ સુણી દુ:ખ ત્હારૂં,
જાણું ન હા ! ઉર વ્યથા તુજ કેમ ટાળું ?

૨.

જેને સઉ સુખવિલાસ ભર્યું પ્રમાણે,
જો શાણી ! એ જગતને, કંઈ શિખ સાને !
વ્હાલાં જનો સમજતાં ઉરસામ્ય રહાયે,
ત્યાં દેવી આ જગતનો વિધિ તો કસે એ.

૩.

જે થાય તે નિરખી, લેવું સહી હમેશાં,
એ તૃપ્તિ કાં ન ધરવી તપી આમ રહેતાં ?
આવી કસોટી મહીં કંચન શાં તવાવું,
આવા ભવે જીવન આમ વહી જવાનું.

૪.

બ્હી માં, સખિ ! ભય ન વ્યર્થ તું રાખ ચિત્તે,
હેઠો તું શ્વાસ મુક, થા હળવી તું હૈયે;

અન્યોન્ય ગ્રન્થિ ગુંથતાં ગીત ગાઈ મીઠાં,
વિશ્રમ્ભથી વિહરવું નવ વિશ્વમાં કાં?

૫.

ઘેલા જ કોડ કરિશું શુચિ ભાવનાના,
વ્યક્તિવિવેક પ્રણયે રચિશું મનાના;
એ છાજશે જ જીવિતે રસસૌખ્ય, વ્હાલી!
એથી જ ઉન્નત થશું સહુ સંગ મ્હાલી.



## ભૂલી શકું કેમ, કહે?

શાર્દૂલવિક્રીડિત.

૧.

ગૌરી! તું ગભરા નહિ, વિરહ તો સંયોગ સાધે સદા;
વ્હાલાંને વસમો છતાં સ્વજનને સંભારનારો સદા;
મૃત્યુ એ, સખિ! જન્મ એ, જીવન એ, આશા ય મુક્તિ સદા;
શાણી! શાંત થઈ ઉરે વિરહને રહેવો સ્વીકારી સદા!

૨.

"વ્હાલા કાન્ત! મને કદી ન ભૂલશો" એવું નિમાણું મુખે
શાને વ્હાલી! વદે તું વિહ્વલ વૃથા? એ તે કદી સમ્ભવે?
સ્વીકારી તુજ રમ્ય હસ્ત હૃદયે વ્હાલી વધાવી તને,
ત્યારે કર્ણે મલી કૂજી, સ્વર ધીમે, તું કૈંક, તે સાંભરે.

૩.

મીઠી મુગ્ધ કળી રસે ચળકતી બાલા બીચારી મૃદુ
ભોળી સ્વપ્ન ભરી નવાં સમજતી સંસારને સુખડું;
આનન્દે પુલકી મુખે મલકતી લાલી ભરી લાડિલી,
ઓચિન્તું સ્મિત આંખમાં નચવતી, તે આજ ગ્લાનિ ભરી !

૪.

હર્ષે કૈં સુરખી ભરી ચમકથી ધ્રુજી રહેતાં, અહા !
માન્યું મંગળ, તું લલિત લલના અર્પીશ તૃપ્તિ સદા;
મુગ્ધે ! ત્યારથી તું રમી રહી ઉરે, ત્હારા વિચારો વસે,
ત્હારાં સુન્દર સ્વપ્ન રમ્ય પુતળી મીઠાશ અર્પે ભવે.

૫.

સત્સાર્થે મથતાં મળ્યું વિષ ભવે, કંઠે ધર્યું તે પ્રીતે,
આંસુના અભિષેકમાં રહી ધર્યો સંસારને મેં શિરે;
સંગે તું વિચરી સદા જગતને કલ્યાણલ્હાણું ધરે,
દેવિ ! તું મુજ જીન્દગી, જગત તુઃ ભૂલી શકું કેમ, કહે, ?

# વસંતને વધામણે.

હરિણી.

૧.

નિજ શરણમાં જે સંભાળે મને સખિ! સાચવો,
વિરહ સહતાં જે ચિન્તાએ મને સખિ! ચિન્તવો,
પ્રણય બલની એ ઉષ્માએ નિવૃત્ત કંઈ રચું :
પ્રણયબલની એ પાંખોએ પ્રવૃત્ત સદા ફરું!

૨.

સ્મરણજપથી ત્હારાં ચિત્રો રચે સ્વરમૂર્તિ, તે
કિરણકણિકા અંધિતેજે અણુમય આળખે ;
હૃદયદયિતે! એવી તું સૌ સ્થિતિસ્થલકાલમાં,
તરવરી રહે ગાયાં ગાવા સદા તુજ ભક્તનાં.

૩.

પ્રિય દિલભરી દેવિ! ડોલું મીટેમીટ માંડતાં,
પુનિત પગલે ત્હારે વન્દી શીખું દીનદાસતા ;
મહિયર ગણી મ્હારાંમાં ત્હેં સ્વીકારી પરાર્થતા,
કરિશું જગની એ આદેશે, તપસ્વિનિ! સેવના.

૪.

બટુકગણની અંબે! તુંથી સજ્જેડિલ સામ્બ હું:
જગજીવનની ધેનુ! તુંથી ધુરંધર ભદ્ર હું :
સમયપટને ચાલો, દેવિ! સમૃદ્ધ બનાવિયે,
સરલ ભવનું બાલૂડું આ વસંત વધાવિયે.

# મૃગલીને.

હરિણી.

૧.

ધીકી રહી ધરા નીચે, ઉંચે તપે રવિ ઉગ્ર, ને
બળબળતી લૂ ચારે પાસે રહે વરસી ભવે;
વિજન રણની ઉન્હી રેતી ઉડે, કરી અન્ધ દે,
લખલખ કરી લ્હાતી જ્વાલા ફ્રરી વળતી બધે.

૨.

તડપી ફ્રફ્રડી રૂંધાતાં તો ન ભાન કશું રહે,
ફિકરફ્રડકે આ હૈયાને વિરામ ન કૈં વળે:
વિરહદવમાં હોમાયેલી સખી બળતી હશે,
મુજ અધમની ચિન્તાથી એ ઉભી સળગી જશે.

૩.

તૃણુજળઠરી સૂતેલીને તૃષાર્ત્ત દઈ સુવા,
મૃગજળ પીવા જાતાં હાર્યો, પડી વિખુટાં ગયાં:
મધુર મૃગલી મ્હારી, રહેતાં અચાનક આ બધું,
તરફ્રડી સીઝી રૂહેતાં થાશે શું ભસ્મનું પૂતળું?

૪.

પ્રિય વિરહિણી! રહાજે શાંતિ તને મળું ત્યાં સુધી,
તલસી ટટળી સોસાજે માં દુઃખે, મુજ ઘેલડી!
સતત સુખના લ્હાવા લેવા કસાવું ઘડી ન કાં!
અવનતિ સહી લેવી શાણી! ન ઉન્નતિ માટ કાં!

૫.

બળી વિરહમાં જશું ત્‌હોયે હુતાશનનાં હવિ,
જન જગતની કે કૈં સેવા જશું કરતાં, સખિ!
યુગતણી લીલા લીલી થાતી જશે રસથી ભરી,
ભવમહીં ખુબી ખીલી ર્‌હેશે અનન્ત વસન્તની!



## વસમી વિદાય.

ધન્યાશ્રી.

વસમી એક વિદાય,
 વ્હાલાંની વસમી એક વિદાય.

પ્રેમ અને પરિચય વધતાં તો,
 વિરહ સહી ન શકાય;
 વ્હાલાંની વસમી એક વિદાય.

ઉભરાતા ઉપકારો ઉછળે,
 ભીનાં હૈયાં ભરાય;
 વ્હાલાંની વસમી એક વિદાય.

મનમાન્યાં વ્હાલાંની વ્હાલપ,
 પળ પણ નવ વિસરાય;
 વ્હાલાંની વસમી એક વિદાય.

ઓછા ને અધૂરા કંઈ ભાવે,
સ્વજન કર્યાં શું થાય!
વ્હાલાંની વસમી એક વિદાય.

દિલના દેવ સમાં વ્હાલાંને
આંસુ અર્પી રહેવાય?
વ્હાલાંની વસમી એક વિદાય.



## એક યાચના.

આંસુડાંના ભેદો તો બતાવો, બતાવો કોઇ: એ કવિ ન્હાનાલાલના ગીતની ધૂન.

દિલના અબોલ બોલ ઝીલતાં બતાવો કોઈ!
ઝીલતાં બતાવો કોઈ!
ગુંજતાં બતાવો કોઈ!
ઉરસૂરપડછન્દ ગેબી ગુંજતાં બતાવો કોઈ!
વ્હાલાં! એ બતાવો કોઈ!

પુણ્યાત્મા પ્રિયજન, પ્રભુ,
દિલ વસનારાં દેવ,
એ તો હસી બોલાવતાં
રેલાવે રસરેલ!

રસની એ રેલમાં બસ ! ઘૂમતાં બતાવો કોઈ !
ઘૂમતાં બતાવો કોઈ !
ચૂમતાં બતાવો કોઈ !
નેહ નિતરતાં નયણું ગેબી ચૂમતાં બતાવો કોઈ !
વ્હાલાં ! એ બતાવો કોઈ !

આત્મકિરણુ ચેતન ભરે,
શાંતિ સ્વજનનાં હેત ;
એને તેજહિંડોલ વિભુ
ઝૂલે એક અનેક !

એવું એક અનેકમાં આનન્દતાં બતાવો કોઈ !
નન્દતાં બતાવો કોઈ !
વન્દતાં બતાવો કોઈ !
વ્હાલાં જનમાં વિભુવરને વન્દતાં બતાવો કોઈ !
વ્હાલાં ! એ બતાવો કોઈ !

## લગ્નમંગલ.

શાર્દૂલવિક્રીડિત. ૧.

જન્મી આંખ ઉઘાડતાં લલિત આ લીલા નિહાળી રહ્યાં,
માતાના મૃદુ અંકમાં તરવરી ઉલ્લાસથી ઉછળ્યાં;
રોવા ને હસવા તણી રમતમાં માબાપને રીઝવ્યાં,
સેવાનાં ફળ એ તમે અનુભવો કલ્યાણકારી બધાં.

શિખરિણીઃ ૨.

પિતાની છાયામાં, પ્રિય જનનીના પાલવ મહીં,
રમ્યાં છો, રાચ્યાં છો, થનનગન નાચી ઝૂલી રહી;
મજા એવી મ્હાલી લહરી પર કુંજે સુઈ જતાં,
લભ્યાં જે છાજે તે વરવધુ! સદા સ્ત્રમ સુખડાં!

માલિનીઃ ૩.

જનની જનક આંખે ચૌદ બ્રહ્માંડ જેવાં,
નવલ યુગલ! બન્ને સાધજો પાંખ સેવા!
રમત ગમત સાથે ભાવના લ્હાવ લેવા,
હૃદય રસ ઝીલીને પાડજો ખૂબ હેવા.

શાર્દૂલવિક્રીડિતઃ ૪.

તું છે બ્રહ્મકુમાર; વામન સમું વૈરાટનું રૂપ તું,
તું કન્યા મધુરી ધુરા: જીવનની આશા અનેરી જ તું!
વિદ્યામોહનમાળ કંઠ ધરીને સંસારના સાગરે,
મુગ્ધા! જાવ, તરૂણ! આત્મબળથી લક્ષ્મી વધાવા ચહે!

વસંતતિલકાઃ ૫.

લક્ષ્મી તણા કમળના ભમરો સમાં છો,
તેનો પરાગ મીઠડું મધ સર્વ ત્યાં હો!
એ આપશે ઉરની ઓર અનંત તૃપ્તિ,
ને લાગશે જીવન આ કંઈ સ્વર્ગસૃષ્ટિ!

શિખરિણીઃ ૬.

અહોહો! આજે તો ધુમવી ધુમવી હર્ષ ઉછળે!
અમારા હૈયામાં મધુર સૂરનાં ગીત ગજવે!
પ્રભુની લીલાનાં પ્રિય જીવ સમાં બાળક તમે!
પળો પન્થે ભેળાં, શુભ જુગલ! આ મંગલ સમે!

શાર્દુલવિક્રીડિતઃ ૭.

જ્યાં કલ્લોલ મચે, મજા ઉડી રહે ચોપાસ આનન્દમાં,
લીલા લ્હેર ખીલી રહે અજબ જ્યાં કર્તવ્યની ધૂનમાં,
સેવા હેત ભરી કરે ઉમળકે સૌ એક બીજાં જહિં,
તે સંસાર મહીં સીધાવ: નવલાં! થાજો સુખી! દંપતી!

૮.

સંસારે સુખના વિદાય કરતાં આનન્દને આ સમે,
દૈવી જ્યોતિ સમાં તમે વરવધુ! આવો વધાવું હવે:
ત્હારાં મંગળસૂત્ર, કંકણ તથા સૌભાગ્યનો ચન્દ્રમા:
કન્યારત્ન! વસંત એ ત્રિપુટીનો છાજો તમોને સદા!

## પ્રણય વેણુ.

સોરઠનો લય.

હો ! મૃદુલ મધુર મનભર ઉર,
પ્રણયવેણુ વાજે રે !
તેજ સાજે રે !

ગુંજે કંઈ ગેબી નાદ,
જાણે વ્હાલાં જનનો સાદ ;
મુખકલાપ ખીલે રે !
જ્યોતિ ઝુલે રે !

પ્રાણ તો પ્રફુલ્લ થાય,
સ્મિતવિલાસ વદન સ્હાય :
મનમયૂર નાચે રે !
રસિક રાચેરે રે !

હૃદયે રસ ઉભરાય,
નયણાં તો આંસુ લ્હાય ;
આત્મહંસ ઝીલે રે !
અહો ! કિલકિલે રે !

સ્મરણ સ્નેહનાં ભરાય,
સ્વજનમય જગત જણાય ;
ઇન્દ્રજાલ જાગે રે !
કંઈ પ્રકાશે રે !

બાલિકા બટુ, પ્રભુબાલ,
રેલે કૌમારરાસ;
દમ્પતી વિલાસે; રે!
સ્વર્ગ રાજે રે!

હો! મૃદુલ મધુર મનભર ઉર,
પ્રણયવેણુ વાજે રે!
તેજ સાજે રે!



## ગૃહદેવીનાં દર્શન.

કાલિંગડાની ધૂન.

જય! જય! ગુણવતી ગૃહદેવી!
ગૃહદેવી! અહોહો! ઉરદેવી!
જય! જય! ગુણવતી ગૃહદેવી!

અધમીંચેલી આંખડલી તુજ,
પ્રણયરસે છલકેલી:
અહોહો! માનસસરવર જેવી!

હસતા કંઈ હલતા હોઠે તુજ,
આંતર તૃપ્તિ ઠરેલી:
અહોહો! મૌક્તિકમાળા જેવી!

નમણું મુગ્ધ મધુરે મુખડે,
ઓછી ઓછી બનેલી:
અહોહો ! ચારૂ ચન્દની જેવી !

વીર બટુક બાલાની જનની,
સૌભાગ્યથી મળેલી :
અહોહો ! વ્હાલપવેલી જેવી !

દેશોદયની ઉષા સમી તું
અજબ દીપે અલબેલી :
અહોહો ! જીવનઉષ્મા જેવી !

જય ! જય ! ગુણવતી ગૃહદેવી !
ગૃહદેવી ! અહોહો ! રસદેવી !

# પ્રિય લતાને.

વસંતતિલકા.

લીલી લતે ! શીતળ કોમળ અંગવાળી !
 સ્કન્ધે રહે લચકી, ભાર ન છે જ કોઈ;
નીચી ઢળેલ તુજ સ્મિતભરેલ આંખ,
 ઉડાવતી હૃદયને કંઈ અર્પી પાંખ !

બાંધું તને પ્રણયથી ભુજબંધ માંહે,
 પામે તું તેમ ઉલટી જ પ્રફુલ્લતાને !
લજ્જાભર્યું કંઈ રતાશ ભર્યું પ્રતાપી,
 ત્હારૂં મીઠું મુખ શકીશ ભૂલી કદાપિ ?

નાજુક દિવ્ય રમણીય લલિત વ્હાલી !
 સાડી દીસે સરસ કુંપળવાળી ત્હારી !
વ્હાલી ! અનિલ તુજ પાલવ જો ઉરાડે !
 તેની સુવાસ સુઅલૌકિક રમ્ય આવે !

લપ્પાઈ પાલવ મહીં, રહી સખ્ત બંધે
 તુંલીન સાધું જ સમાધિ સગુણ રંગે !
ફૂટી રહે પ્રણયનો કંઈ ત્યાં ફુવારો !
 કંપી ઉઠે શીકરથી તનના ય તારો !

મીઠી જરાક રસના રસઅંજલિ લે,
　　ત્હારા ય ત્યાં ઝણુણુ તાર કરી ઉઠે છે!
તું તાર! હું ફક્ત પીંજર તો નકામું!
　　ત્હારા મધુર સૂરથી નિશદી ગજાતું!

તુંથી લીલો રસભર્યો! તુજ નૂરઘેલો!
　　ત્હેં વિશ્વનો વિકટ માર્ગ કર્યો છ સ્હેલો!
ત્હારા શુચિ પ્રણય માટ થયો છું ઘેલો,
　　તુંસંગમાં ચહું સદા મુજ મોક્ષ છેલ્લો!

ચક્ષુ તુથી ચળકતાં ફુદડી ફરે છે!
　　તુંકેન્દ્રમાં નિરખી વિશ્વ હસે કુદે છે!
પુરૂષ હું! પ્રકૃતિ તું! શિવ હું! તું શક્તિ!
　　ત્હારા થકી જ ભવમાંહિ ગણાઉં વ્યક્તિ!

## મ્હારો એક જન્મદિવસ.

### પૃથ્વી.

અતિ ઉમળકા ભર્યાં સ્વજનના રમી સંગમાં,
રસાયન સમું પીતું હ્રદય કૈંક વિશ્રંભમાં;
મીઠી નજરની અગમ્ય અસરે મૃદુ હાંફતું,
સખિ! જગત ર્‌હોડમાં સુખભરી સમાયું હતું.

ન ઝાંખ વળગી જરા ફિકરની ઉરે કો દિને,
પવિત્ર શરણે મનોરથ તણા રમ્યા મોર, ને
દિલે ગભરૂ ચિત્ર કૈંક ભરવાં પડયાં ક્ષોભમાં!
સખિ! હરખમાં જણાયું નવ કે લીસોટા રહ્યા!

ગયાં જનની પાવની અભયની દઈ અંજલિ!
થયાં શિથિલ ગાત્ર સ્વસ્થ પિતૃ નીચેના છત્રની!
રહેલ રમવા સહાયક સખી જ, લે રીઝવી!
પ્રિયે! શું તુજ પૂર્વઆશ્રમ તણી ન એ પુતળી!

હતી ન સમજે, છતાં ગમતના પૂરા તાનમાં,
દ્રગેદ્રગ અમી વહ્યું! વળગતાં ભર્યાં ઘુંટડા!
રચ્યા રમતમાં અનેક ઉભયે ઉંચા કોડ, ત્યાં
સખિ! ગઈ જ શક્તિ એ ય! જડ આ રહી વ્યકિત! હા!

ન તું હતી શું એ જૂદા સ્વરૂપમાં વળી ભેટતી?
ન ભૂલું કદિયે અહા! સુખદ સ્વપ્ન શું એ વળી!
હતાશ જનને હ્રદે વસી જ, સીંચી, કૈં પોષતી,
કરે જીવન ઉચ્ચ તું મુજ, સખિ! શકું શે ભુલી!

## સખીનો જન્મદિવસ.

ચોપાઈ.

ઉરસરમાં ઉગેલી કળિ !
પ્રણયરસે પોષેલી રતિ !
રમ્ય સખિ ! તું ખીલતી જાય,
ઉર મારૂં ત્યમ ત્યમ ઉભરાય !

અવનવી તુજ ઉઘડે પાંખડી,
સખિ ! એ નિરખી હસે આંખડી:
હસવી નચવી તને, રીઝું,
રમતી દેખી રાસ રચું,

અહોરાત્રના પ્રહર બધાય,
તુજ વદને કંઈ સ્મિત સોહાય;
તુજ સુંદર દર્શનથી ભવ્ય,
જગત દિસે છે મુજને રમ્ય.

રસભીની કુમળી નાજુક,
મુજ તૃપ્તિ ને મુક્તિરૂપ !
સહિયર આ સંધ્યા ને ઉષા,
સીંચો તુજ ઉપર નિજ સુધા !

પરોક્ષ ને પ્રત્યક્ષ, સખિ !
એકબીજાને જપ્યાં કરી,
સારસ જ્યમ મનગમ્યા સ્થળે,
વિચરી વ્હાલપ પ્રસારિયે !

# સદ્ગત દેવીનો સંવત્સર.

ત્રોટક.

પ્રતિકૂલપણું થતૃ જે સહજે,
દુઃખ તે દુનિયાં અધીરી સમજે !
પણ એ જ અનુભવમાં ઉછરી,
મુજ જીંદગીએ ય સુવાસ ધરી !

પ્રિય માતુ ગયાં ! પ્રિય દેવી ગયાં !
પ્રિય કૈં સ્વજનો કરથી જ સર્યાં !
ફુંદડી ફરતાં સ્વજનો સહ એ
મુજ વ્યષ્ટિ ! દરેક સમષ્ટિ બને.

સખિ ! એ જ વિવર્ત દિસે દગમાં,
હૃદયે પણ તુંમય એ વસતાં ;
અગણિત અણુમય તું પુતળી,
તુજમાં મુજ જીવનઆશ વસી.

# साऽहम् साऽहम्.

હરિણી.

૧.

પરિચય વિના વ્યક્તિ વ્હાલી ગણી મુજ હેતથી,
ઉરઉમળકા એની મેળે વળ્યા કંઈ વેગથી;
કર લઈ ઉરે એ બાલાને દીધા કંઈ કોલ મેં,
જીવિત સઘળું એ આલમ્બે રહ્યું વળગી જ છે.

૨.

સ્મરણ કરતાં એ શ્યામાનું, ધ્રૂજી તનડું રહે,
શ્રવણ કરતાં એ વ્હાલીનું, ઉરે ઝરણાં વહે;
નજર પડતાં એ દેવી હા! ગણું ફલસિદ્ધિ એ,
અમર કરશે ગ્રન્થિ ગુંથી સુમંગળ મૂર્તિ એ.

૩.

સ્વજનશરણે વિસામા ને વિરામ સદા મળે,
રસમધુરતા વ્હાલાં અર્પે, અને વિભુતા ભરે;
મૃદુ હૃદય આ ભાવેભીનું રહે કંઈ એનું એ,
સહચરી તણા સંગે એ તો પ્રકાશિત હો બને.

૪.

ભૂલી કયમ શકું કલ્યાણીનાં કર્યાં કદિ આ ભવે,
રમણી મળજો એનાં એ હો! ભવોભવ તો મને:
પ્રતિપળ કંઈ આવા આવા વિચાર વહ્યાં કરે,
જપ સમું કંઈ साऽहम् साऽहम् ઉરે જ થયાં કરે.

# સતી સીમન્તિની.

હરિણી.

૧.

લલિત લહરી ધીરી ધીરી સુધીર સમીરની,
હસતી હસતી મીઠું મીઠું કહી ગઈ કૈં જરી;
રમતીલી જુએ પાછું પાંખો વિશેષ પ્રસારતી,
કુદરત તણી સામગ્રીને વિશેષ ઉજ્જળતી.

૨.

મયૂર પુલકે ને કોકિલા ઉડે, શુક સારિકા,
કંઈ ફુલડિયાં પંથે વેરે પવિત્ર પ્રયાણના;
મહિયર જતાં સીમન્તિની સતી પ્રિય લાડિલી,
પ્રિય જન તણી આવી દીસે ઉંડી મીઠી લાગણી!

૩.

ઝૂલદી ઝૂલતી ધીરાં ધીરાં સતી ડગલાં ભરે,
પ્રિયપ્રણયનાં મોતીડાંની વધામણીને નમે;
સુખ ન મલકે, આંખો ઢાળે, હસાવી હસે નહિ,
મનભર સખી સ્કન્ધે સ્તંભી કળાયલ ડોલતી!

૪.

કુમળી કળી શી જે ગૌરીએ ધરી લીલી ઓઢણી,
પ્રણયપગલે બાલા સંગે હું, સપ્તપદી ફરી,
નમણી નમણે જે મુગ્ધાની નમી મુખપાંદડી,
અજબ પુતળી એની એ આ સુહાય સીમન્તિની!

૫.

સ્વરૂપ જીજવે, કલ્યાણિ! તું કરે મુજ સેવના,
સખિ! સહચરી! ઓછી ઓછી છતાં થતી તું સદા;
પદકુમકુમે આવ્યા ત્હારે જ ઉજ્જ્વલ દિન આઃ
ભગવતિ સતી! પુણ્યે ત્હારે જ સામ્બપદે ચ્હડયાં!!



## ગાને, કોયલડી!

કામણ દીસે છે અલબેલા! ત્હારી આંખમાં રે! એ ગીતનો ઢાળ.

ગાને કોયલડી! કાન્તાનું મનહર ગીતડું રે!
રૂડેરી રીતનું રે!

લીલીછમ લુમઝુમ લચકાતી,
આંબલિયાની ઘટા રૂપાળી;
ભરાઈ ત્યાં ભૂલી જાને તું છૂપવું રે!
વધુ હું શું કહું રે!

કૂહે તો ત્યાં આવું તુજ સંગે,
હીંચું પ્રિયજનસ્મરણતરંગે;
સહિયર મુજ શ્યામાની! ત્હારે ટહૂકવું!
મ્હારે ઝીલવું રે!

સદય પવનલહરી સ્વર વહશે,
સતી સલૂણી બેલડિયે પળશે ;
સ્મિતને ફુલડિયે વ્હાલીને વધાવશું રે !
પછી બસ ! મ્હાલશું રે !

મીટેમીટ મળતાં મલકાશું,
પ્રાણરસાયન ઉરઉર લ્હાશું ;
રસરંગે છલકાઈ પડેપડ બોલશું રે !
અહોહો ! ડોલશું રે !

તુજ પાંખે ત્રણ સંગે ઉડશું,
વ્હાલવસન્તે વિલાસ ધરશું ;
દીન હૃદય હુલવી ફુલવીને જગાવશું રે !
ધૂન લલકારશું રે !

ગાને કોયલડી ! કાન્તાનું મનહર ગીતડું રે !
રૂડેરી રીતનું રે !

# અનેરી આશાનું સ્થાન.

મરાઠી સાખી—ભૈરવના સૂરમાં.

૧.

મીઠડલું મહિયર મેલીને, પરને પ્રિય કરવાનું,
સ્વાર્પણ ને સ્વાશ્રયનું જીવન જીવતાં મુખ મલકાતું;
ઉમળકે ઉમંગ ધરી સેવે સુંદરી સ્નેહ ભરી!

૨.

એવી ગુણિયલ ગૃહદેવીને પશુ સમ પિંજર પૂરે,
નરની અવગણનાથી નારી મુંગા મારે ઝૂરે;
જનનીને આવાં દુઃખડાં, સંતતિને શાનાં સુખડાં?

૩.

બળબળતા હૈયામાં દુધ ઉદ્દીપક આવે કયાંથી?
વીર બાલબાલા દુધમલ અવતરે હિન્દમાં કયાંથી?
દુઃખી જનનીના જાયા, કયાંથી બને રાવરાયા?

૪.

સ્મિતભરી સહચરી નિરંતર કાર્યધુરંધર બનશે,
અતરનાં કૈં હેત અનેરાં ઉર છલોછલ ભરશે,
ત્યારે અમી ઝમશે, શાંતિમાં દુઃખડાં શમશે!

૫.

સજાત જોડાં જાતભોગથી પરહિતમાં પરવરશે,
અડગ ધૈર્ય ને શૌર્ય ભર્યાં સંતાન હિન્દમાં સરશે,
ત્યારે દેવો અવતરશે, વિરલા નરવીર તરવરશે !

૬.

પોતાનાં પ્રિય દેશી જનનાં દુ:ખ પરસ્પર ધરશે,
જન્મભૂમિનાં ભોળાં ભાંડુ ભેળાં હળશે મળશે,
ત્યારે પ્રભુતા સંચરશે, સ્વર્ગ સમ સુન્દર હિન્દ થશે.

૭.

હિન્દ જનો અર્ણવ ધૂધવશે, ને બ્રહ્માંડ નચવશે,
ડગમગતા ડુંગર ડોલવશે, રંગરાગ રેલવશે,
એવું ઐક્ય થશે, એવી લલિત લીલા ખીલશે !

# રસિક રમણી.

લાવણ્યમયી.

રજકણમાંથી રત્ન બનાવે
રસિક ચતુર રમણી,
**અહો ! એ રસિક ચતુર રમણી !**

ધન્ય ગૃહિણી, જે કરે જીવનની
સરળ રહેણી કરણી !
અહો ! એ રસિક ચતુર રમણી !

મનહર વશકરણી હસમુખી
ફરફરતી હરિણી !
અહો ! એ રસિક ચતુર રમણી !

પ્રણયચેતને કરે મદૂલી
વીજળી સમી ઉજળી ;
અહો ! એ રસિક ચતુર રમણી !

રંક પતિનું રળતર લક્ષગણું
ગૃહિણી ગણતી,
અહો ! એ રસિક ચતુર રમણી !

રસાયણી પંચામૃત કરતી
સ્પર્શ થકી રસિલી,
અહો! એ રસિક ચતુર રમણી!

જનનીભગિનીના ભાવ સ્મરાવે
અજબ અમીઝરણી,
અહો! એ રસિક ચતુર રમણી!

હર બ્હાને હૈયાને હળવું
કરે રમુજી રમણી,
અહો! એ રસિક ચતુર રમણી!

## વરઘેલીની વાત.

ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ ઢાળ.

વાતડલી વરઘેલીની આવો કહું,
સાંભળજો, સાચવજો હૈયાં મ્હાંય જો;
ઝરમર ઝરમર વરસે જ્યારે મેહુલો,
હળવાં હૈયાં સહુનાં ત્યારે થાય જો:
વાતડલી વરઘેલીની આવો કહું.

સંગે રહેનારાં વરવહુને ધન્ય છે,
ઉછળતો ઉછરંગ, છલક છલકાય જો;
કરે મજા કલ્લોલ ભરી આનન્દમાં,
હસતાં રમતાં ગાતાં ધરી ઉમંગ જો:
વાતડલી વરઘેલીની આવો કહું.

વિદેશવાસી કોઈ પરાધીન કંથની,
એકલડી અબળા વિરહે અકળાય જો;
સમજુ શ્યામા ત્હોય ધરે નવ રીસને,
વાસડવા નવ જાણે વરના વાંક જો:
વાતડલી વરઘેલીની આવો કહું.

સવારમાં ઉઠે લઈ વરનાં નામને,
    મળ્યા સમો સંતોષ ધરી મલકાય જો;
સાથે રહેતાં તે ને સોણાં સાંભરે,
    વર ઉપરનું વધતું જાય જ વ્હાલ જો;
        વાતડલી વરઘેલીની આવો કહું.

ઘડી રટણ ચૂકે નહિ નણદલવીરનું,
    વરના વાગે ભણકારા ચોમેર જો;
હરતાં ફરતાં વરના કરે વિચાર તે,
    વરના ગુણનાં ગીતડલાં કંઈ ગાય જો:
        વાતડલી વરઘેલીની આવો કહું.

ઘેલી રે ઘેલી એવી એ બ્હાવરી,
    એકલી કરતી વરની સાથે વાત જો;
નીંદરડીમાં કાઢે ઘેલાં આમ એ,
    જમ્પે વરની વાત વિના ન ઘડીક જો:
        વાતડલી વરઘેલીની આવો કહું,

સાચાં હેત તણાં વશીકરણે આમ એ,
    વરનું પામે વધતું વધતું વ્હાલ જો;
એવી વરઘેલી વરને હૈયે વસે,
    જાણે ફુલની હસતી રમતી માળ જો:
        વાતડલી વરઘેલીની આવો કહું:
        સાંભળજો, સાચવજો હૈયાં મ્હાંય જો.

# મ્હારૂં રમકડું.

ગઝલ–સોહિણી.

મ્હારે રમકડું એક છે નાજુક ન્હાની પુતળી,
દેવની દીધેલ મોંઘી એ મન્નની પુતળી.

દ્વૈતે ભર્યા સંસારની યાત્રા તણી એ સહચરી,
આશાનિરાશાની ધરે સાડી અજબરંગી વળી.

સામે હસે, સામે રડે, સમ વિષમ માર્ગ પળી પળી;
આંસુ તણી માળા મને પ્હેરાવતી એ પુતળી.

કંઈ તિમિરતેજ તણાં પડો જગના જીવનમાં છે ભર્યાં;
સંકેલતાં ઉકેલતાં તે જાણતી એ પુતળી.

સ્વપ્નાં જનન કે મૃત્યુનાં જાણે ન મ્હારી પુતળી:
સુનકાર હું ને શીળી શાન્તિ એ જ મ્હારી પુતળી.

# દર્શનનાં જાદુ.

દેશ.

વ્હાલાં પ્રાણ સમાં પ્રિયજનને જોતાં કૈંક થાય છે !
ઉંડાં અંતર કેરાં હેત ઉમળકે તો છલકાય છે !
ઘૂમે છબીલાં એ,
ઘૂમે રસીલાં એ,
અંતરની તો વાત એવી નવ સમજાય રે !
વ્હાલાં પ્રાણ સમાં પ્રિયજનને જોતાં કૈંક થાય છે !

જોયું જોવાય નહિ આંખના તારાની સામે !
બોલ્યું બોલાય નહિ ઉરના આરામ સામે !
કૈંક જોઉં કૈંક બોલું, ઉરે એમ થાય છે !
ને હસી પડાય છે !
વ્હાલાં પ્રાણ સમાં પ્રિયજનને જોતાં કૈંક થાય છે !

# વ્હાલાંનો તુંકાર.

દુહા સોરઠા.

૧.

લાડ ભર્યો લલકાર એ-
વ્હાલાનો તુંકાર!
મલકાવે હદપાર-
વણ વ્હાને બોલાવતો!

૨.

અંતરનો રણકાર એ-
વ્હાલાંનો તુંકાર!
હો! ગેબી ભણકાર-
સુતાં સ્મરણ જગાવતો!

૩.

હૈયાંને હળવાં કરે-
વ્હાલાંનો તુંકાર!
ચેતનભર ચમકાર-
પ્રોત્સાહન કંઈ પ્રેરતો!

૪.

ભાન સાન ભૂલાવતો–
વ્હાલાંનો તુંકાર !
અધીનનો આધાર–
થનગન નાચ નચાવતો !

૫.

સાચા ઉંડા હેતનો–
વ્હાલાંનો તુંકાર !
પ્રાણ પીંગળાવનાર !
વિજય સદા તુજ વાધજો !

૬.

બનાવજો બાપુ ! સદા,
વ્હાલાના તુંકાર !
દેવ તણા દરબાર–
ઘેલાંના ઘરબારને !

# સ્વજનના સ્નેહ.

સદા સંસારમાં સુખદુઃખ સરખાં માની લઇએ—એ પહાડી
ગઝલની ધ્રૂન.

સ્વજનના શુદ્ધ સાચા સ્નેહની તો વાત જૂદી !
પરસ્પર પ્રેમના આચારની તો રીત જૂદી !

"સોઽહમ્ સોઽહમ્" સતી રટે,
"સાઽહમ્ સાઽહમ્" કંથ;
સેવે એક બીજાં સદા
એ સહચાર અનંત:

વિરહસહવાસની જાદુઈ બલિહારી જ જૂદી;
અજબ આકર્ષણે ખેંચાય, સાંકળ એ ય જૂદી:
સ્વજનના શુદ્ધ સાચા સ્નેહની તો વાત જૂદી !

અબોલ આંખે સમજતાં,
વ્હાલપની કંઈ રીત !
અમીમય હૈયાં ઉમળકે
થાય પરસ્પર લીન !

સ્વજનના શુદ્ધ સાચા સ્નેહની તો વાત જૂદી !
પરસ્પર પ્રેમના આચારની તો રીત જૂદી !

# સન્જોડિલાં સન્ત.

ભૈરવી.

સન્જોડિલાં સન્ત રે!
    જાણે સાચાં સીતારામ!
એવાં સન્તોના વસન્ત રે!
    જેવા કળાયલ પ્રાણ!

ચાલો, સખિ! જઈયે સંસારતપોવનમાં,
    નમિયે સાચાં સીતારામ!
સાચાં સીતારામ રે!
    વ્હાલાં વિસામાનાં ધામ!

દેવ બનાવે દીનને,
સંસારિલાં સન્ત!
સાધુતા પ્રભુતા તણા,
એ સખિ! મોહનમન્ત્ર!

ચાલો, સખિ! રહિયે કલ્યાણક કન્થામાં,
    બનિયે સાચાં સીતારામ!
સાચાં સીતારામ રે!
    પાલક પ્રેરક પ્રાણ!

સન્જોડિલાં સન્ત રે!
    જાણે સાચાં સીતારામ!
સાચાં સીતારામ રે
    વ્હાલાં વિસામાનાં ધામ!

## અસાડિલા રાજ.

ભીંજે મ્હારી ચુંદડલી—એ ઢાળ.

આવ્યા આવ્યા અસાડિલા રાજ,
હીંચે મ્હારાં હૈયાં, સખિ!
લાવ્યા એ તો સૌભાગ્યભર્યાં સાજ,
હીંચે મ્હારાં હૈયાં! સખિ!

પુણ્ય પવનની શાંતિ હીંચોળે,
ઝૂલે બ્રહ્માંડ એ હિન્ડોળ રે!
વીજળી ઝબૂકતાં અંજન અંજાય કંઈ,
ગાજે ઘેરૂં ઘન ઘોર;
હીંચે મ્હારાં હૈયાં, સખિ!

સૂતા પડછન્દ જાગ્યા,
પુરાતન પ્રાણ જાગ્યા,
એકાકાર ઓઘ છળી વળ્યા જડપાજ;
હીંચે મ્હારાં હૈયાં, સખિ!

ઝબકી જાગ્યું મ્હારૂં જીવન ઘેરાતું,
ઉલટયાં રસાતળ ઉંડાં રે!
હેલે ચ્હડયો મ્હારા દિલનો મ્હેરામણ,
રેલે છલોછલ છોળ!
હીંચે મ્હારાં હૈયાં, સખિ!

ઘેલીતૂર નાર હું તો,
ડોલાવી ડોલાઉં હું તો;
રસગુણથી રસે રસરાજ:
હીંચે મ્હારાં હૈયાં, સખિ!

હળવી હથેળિયે રસસાયર સમાવું,
રસગુણ ઝીલી ઝુલાવું રે!
નાચું નચાવું તેમ હળુ હળુ હેરે,
એકલી જાણી મને હસાવે:
હીંચે મ્હારાં હૈયાં, સખિ!

હસાવી હસું ન હું તો,
કહોને બીજું શું કરૂં તો?
એની હસવી હારી ગઈ લાજ:
હીંચે મ્હારાં હૈયાં, સખિ!

## સુરવરની મુરલી.

મલ્લીના ભજનની ધૂન.

"મુરલી સુરવરની ધીરે સૂર,
સુણિયે, સજની !
અધૂરી મધુરી દૂર અદ્દર !"

"સ્મિતનાં ચેતનમય નયને,
અમીમય સરસાયન હૃદયે,
હરિયે પ્રિયજનમન મુગ્ધ મધુર"
સુણિયે, સલૂણી !

"કૌમારનિકુંજ વિહરિયે,
મુરલીધર પ્રભુદ્દત ઘૂમિયે;
સુકુમારિલ કોકિલ સ્નિગ્ધ મયૂર !"
સુણિયે, સજની !

"વર્ષામાં વસંત વહિયે.
આર્ત આનન્દન બનિયે,
કરિયે ઓછાં ઉરને ભરપૂર !"
સુણિયે, સજની !

“સાચક સારથી ધુરંધર,
સંસિદ્ધ બની સંસ્થાપક,
રહિયે ગોપાલનમાં ચકચૂર !”
સુણિયે, સજની !

“બાલક સમ સરલ કળાયલ,
રહિયે દમ્પતી સમ વત્સલ !
ધરિયે વ્હાલપવટના અંકુર !”
સુણિયે, સજની !

“મુરલી સુરવરની ધીરે સૂર,
સુણિએ, સજની !
અધૂરી મધુરી દૂર અદૂર !”

## વરસાદને સાદ.

સોરઠા.

૧.

બળબળતે અંગાર, માંડ ઉનાળો ઉતર્યો:
ત્હોયે જીવનહાર, હજુ ન આવ્યો મેહુલો!
પોતાનાંની ભ્હાર, વ્હાલાં જન વિણ કોણ લે?
લગાડ કાં તું વાર, હજુ આવતાં? મેહુલા!
ચોમાસાના કોલ, ત્હેં આપ્યા તે સાંભરે:
સંગે રહી રસબોળ, બનિયે, આવો, મેહુલા!
ઊભો રહી અબોલ, તન્મનાટ અમ તાગતો:
હોય ન એવા કોડ, સુકાય જ્યાં જીવ, મેહુલા!

૨.

આવ, અરે વરસાદ! ધેવરિયા જ પ્રસાદ દે:
સુકાય છે અમ સાદ, તને પુકારી, મેહુલા!
જોઈ જોઈ તુજ વાટ, આ અમ ડોક રહી ગઈ:
વિધવિધ વધે ઉચાટ, કાળજ ફ્ફડકે, મેહુલા!
મ્હેરામણુ મ્હેમાન! વરસ દિયે બસ! આવતો:
તુજ પગલે રસલ્હાણ, અમે મ્હાલિયે, મેહુલા!
દાના દિલદરિયાવ! અમ જગતે તું આવતાં,
પ્રાણદાનના લ્હાવ, લેતાં શિખિયેઃ મેહુલા!

૩.

'મે' 'મે' જપતાં માળ, સૂકાયાં મ્હોંનાં અમી :
ઉડતો દિસે અકાળ, કાં દેખા દઈ? મેહુલા !
આ તો આડે આંક, તુજ અબોલા આજના!
વ્હાલાં કેરા વાંક, કયમ વસાડિયે ? મેહુલા !
નરવે ઘેરે નાદ આવ હસી બોલાવને !
સ્વજન તણો તો સાદ, ઉર ઉભરાવે, મેહુલા!

૪.

તુંમાં ઉંડી આશ, તુંમાં અમ વિશ્વાસ હો ;
મૂકાવ હેઠો શ્વાસ, આંગણ આવી ; મેહુલા !
કાળે કાળ દુકાળ, અનાથ જીવ ઉભા બળે ;
આગળની એ વાત, આવ ભૂલવવા ! મેહુલા !
એક તાહરી છાંય, ઓયું અમને આપતી ;
બળ્યાં ઝળ્યાંની બ્હાંય, ધરિયે ! બાપુ મેહુલા !

૫.

દિલભર દિલના ભાવ, સંભારીને સંચરો !
ન આણિયે જ અભાવ, અધીન જનપર, મેહુલા !
મોતીડાંના મેહ, વણુ માગ્યા વરસાવતો !
કાં તું તેનો તેહ, ટળવળાવતો ? મેહુલા !
દેખા દે છે દેવ, દાતાના જ દિદારમાં !
મન ભરિયે તુજ દેહ, પ્રભુ પરખાવો, મેહુલા !

# દોરંગી દુનિયા.

ધીરા ભક્તના પદનો ઢાળ.

દુનિયા આ દોરંગી રે, વટ વ્હાલપની જાણે નહિ;
સંસારીયાં તો સંગી રે, સાચકનાં થાવાનાં નહિ.

ધોલકડાંના ધરધણી
ક્યાં કરે ધડભાંગ;
આંટી ઘુંટી આણતાં
આડો વાળે આંક.

પૂરાયેલાં પંખી રે! વનલીલાને પીછાને નહિ;
દુનિયા આ દોરંગી રે, વટ વ્હાલપની જાણે નહિ.

પળનાં પાપી પૂતળાં
રીઝે ખીજે વ્હેમાય;
દ્વેશ ક્લેશ અભિમાનમાં
રચી પચી ડોલાં ખાય.

પૂરાં એ પ્રપંચી રે, પ્રભુજીને પીછાને નહિ;
દુનિયા આ દોરંગી રે, વટ વ્હાલપની જાણે નહિ.

# જીન્દગીના લ્હાવ.

પહાડી ગઝલ.

જગતની જીન્દગીના લ્હાવ જુજવી જાતના છે;
દિલ કૈં ખ્યાલ ખોટા તો સુઝે સુખદુઃખના એ.

ઝગમગતાં હે ઝાંઝવાં
વસુન્ધરાનાં રત્ન;
તારલિયાનાં તેડલાં
શિખવે સુન્દર સત્ય.

ઘડી રોવું, ઘડી હસવું, ખૂબી એ ખલ્કમાં છે;
અજબરંગી હયાતીમાં મઝા કેવી અહા! એ?

અલખધુતારી 'આજ' એ
નાજુક નખરાંખોર,
નચવે એવીને જ નર
નટવર નવલ કિશોર.

મચે કલ્લોલ જ્યાં હંમેશ લીલાલ્હેર જામે,
ઉંડા આનન્દનો ગેબી અનુભવ ફકત ત્યાં છે.

શ્રમે સફળ કરતાં જીવન
પ્રવાસ થાય પ્રસાર;
આંસુડાની આપલે
સરલ કરે સંસાર.

જગતની જીન્દગીના લ્હાવ જુજવી જાતના છે;
દિલ કૈં ખ્યાલ ખોટા તો સુઝે સુખદુઃખના એ.

# કાળી કોયલડી.

રામગિરિ અને કેદારના મિશ્ર લયની ધૂન.

કાળી કોયલડી !
બોલે બોલી કાલી :
કુઉકૂ કુકિકી—
પીયૂષ પીયૂ :
કુઉકિ કુકિકી—
ડોલે લટકાળી,
માળી મચકાળી,
કાળી કોયલડી !

મીઠી રે મધુરી ત્હારી
સૂરીલી કિલકારી
પ્રાણ પીગળાવનારી :
કાળી કોયલડી !

મંજરીને કુંજ હીંચે,
રસની માધુરી સિંચે,
મન્દ મન્દ મીટ મીંચે :
કાળી કોયલડી !

વ્હાલાંના વિલાસ કેરી
સ્મરણરણક પ્રેરી
કાં હસાવે હેરી હેરી ?
કાળી કોયલડી !

વ્હીલી રે તું વ્હાલઘેલી !
હર્ષની રેલાવે હેલી ;
ઘેલાંતૂરની તું બેલી :
કાળી કોયલડી !

સખિ ! સુરતાની દેવી !
વિભુની વીણા અનેરી !
ચેતના જગાવ દેવી :
કાળી કોયલડી !

## હાલરડું.

ખીલી ખીલી રહી આ કેવી ચન્દા : કવિ મૂળશંકર રચિત
**અજબકુમારી** નાટકના એ ગીતની ધૂન.

ઝુલો ઝુલો, વ્હાલા બાલ મ્હારા !
લોચનીયાંના તારા, હીંચોને ઉમંગમાં !

લાલ ! મ્હાલો મન્દને મંદિરિયે,
વ્હાલ ! હાલો અંબારે ઉજાળીએ,
ઉછાળીએ, રમાડીએ ઉમંગમાં !
ઓળોળોળો હાં, ઓળોળોળો હાં !

ઝુલો ઝુલો, વ્હાલા બાલ મ્હારા !
લોચનીયાંના તારા, હીંચોને ઉમંગમાં !

પ્રભુપદમાં તુજ બાંધ્યાં પારણિયાં,
બ્રહ્મલોકનાં બતાવો બારણિયાં,
ઉજાસભર્યાં મુખડાંનાં લઈએ ઓવારણાં:
ઓળોળોળો હાં, ઓળોળોળો હાં :

ઝુલો ઝુલો, વ્હાલા બાલ મ્હારા !
લોચનીયાંના તારા, હીંચોને ઉમંગમાં !

# દેવબાલકનાં દર્શન.

વસન્તતિલકા.

૧.

લાવો, સખિ ! નયનનન્દનને વધાવું !
એ દેવબાલક અનુગ્રહઅર્થ આવ્યું :
જો, જો સખિ ! પ્રકટ એ સુખની પ્રભુતા !
એ તો અહા ! સ્મિત ભરી પ્રભુની પ્રતિમા !

૨.

જો, આંખ એ નમણી નાનકડી ઉઘાડે,
માંડી રહે મીટ ઉજાસ ભરી અહા ! એ ;
લીલા ભર્યું હસી રડી રમતાં રમાડે,
નાચી નચાવતું હસાવતું કૈં અહા ! એ.

૩.

આશાભર્યું સ્વરૂપ તો પ્રભુરૂપ એ, હો !
આત્માસમું પુતળું આપણુતું જ એ, હો !
કેવું સખિ ! સરલ સુન્દર એ અહા ! એ ;
કેવું કળાયલ કરે કિલકારથી એ !

૪.

આવો, સખિ ! જનનીનું તમ ઉર ચાંપું;
આવો, સખિ જનનીનાં તમ નેત્ર ચૂમું:
વ્હાવો સખિ ! નવલ ભાવ તણા અપાવે,
આવો અનુગ્રહ કરી પ્રભુ રંકનો એ !

૫.

સંભાળ જેમ લીધી આપણી માતતાતે,
ગોવાળી તેમ ધરવી પ્રભુઅર્થ જાતે;
આદેશ પાલન તણા પ્રભુએ દીધા જે,
તે પાળવા પ્રીતિ થકી પ્રભુબાલ કાજે

## બાલવસન્ત.

મેચ તો તોરે દામનવા લગી, મહારાજ!–ભૈરવીની એ પદની ધૂન.

આવ્યો, સખિ! આવ્યો આ તો બાલવસન્ત!
બાલવસન્ત, એ બ્હાલવસન્ત!

દુધ ભરિયે મુખ ગોરડિયે,
સ્મિતનાં ફાલ્યાં ફૂલડિયે,
ફોરવવા આન્તર સુગન્ધ;
આવ્યો સખિ! બાલવસન્ત!

અધઉઘડયાં નમણાં નયણે,
ઉજ્વલરંગી અંજનિમે,
ઉજાળવા જીવન અનન્ત;
આવ્યો સખિ! બાલવસન્ત!

કેસરિયાં કરકૂંપળિયે,
કુમકુમિયાં પદ પાવનિયે,
રેલવવા અજબ આનન્દ;
આવ્યો સખિ! બાલવસન્ત!

ઝૂમઝુમ રમતાં તરવરતાં,
રડતા મે રસબસ કરતાં,
ક્લિકિલવા પ્રભુરવ આત્મકુંજ;
આવ્યો સખિ! બાલવસન્ત!

વ્હાલપનું વિરાટ: વામન–
બાલક એ દેવ સનાતન
ઉદ્ધારવા ભલો ભોળો બ્રહ્મ:
આવ્યો સખિ! બાલવસન્ત!

બાલવસન્ત, એ વ્હાલવસન્ત:
આવ્યો, સખિ! આવ્યો આ તો બાલવસન્ત!

# હિન્ડોલ.

શંકર વસે રે કૈલાસમાં—એ પદની ધૂન.

હાં, હાં, હાલોને હીંચોળિયે !
રૂડે પ્રાણને હિન્ડોલ,
પ્રીતમીટને મદલોલ, હો !
લાડિલાંને હો ! હીંચોળિયે !

ઓળોળોળો, ઓળોળોળો, હાલો, હાલોને હીંચોળિયે !
હાં, ઓળોળોળો, હાં, ઓળોળોળો, ઓળોળોળો, હાં.

સન્ત દમ્પતીને ઉર અન્તરે,
ધન્ય ! વ્હાલના વિરાટ,
વિભુ વામનના ઘાટ : હો !
વ્હાલાં ન્હાનડિયાંને ઝુલાવિયે !
હાલો, હાલોને ઝુલાવિયે !

બાલક મ્હાલે ત્યાં કલ્લોલિયે ;
એના કાલા કલબોલ,
કરે ઘેલાં રસબોળ : હો !

હૈયેહૈયાંને હૂલાવિયે !
હાલો, હાલોને હૂલાવિયે
બાલક ડોલે ત્યાં તો ડોલિયે;
એને પ્રાણને પ્રકાશ,

ને અબોલ સ્મિતવિલાસ, હો !
હેલે હૈયાંને ઉલ્લાસિયે;
હાલો, હાલોને ઉલ્લાસિયે;
હાં, હાં, હાલોને હીંચોળિયે.

# ભાઈ ને બ્હેન.

હાલરડાંનો એક ઢાળ.

ભાઈ ને બ્હેન !
ઘૂમો દિન રેન :
કુળનાં ઉજાળ ન્હાનાં નમણાં હો નેન !
હો નમણાં હો નેન !

ભાઈ ને બ્હેન !
રેલો સુખ ચ્હેન :
માબાપને દિલ વ્હાલપનાં વ્હેન !
હો વ્હાલપનાં વ્હેન

ભાઈ ને બ્હેન !
બોલો એ વેણ :
અમી એ ઉતારનાર દુ:ખડાંનાં ઘેન !
હો દુ:ખડાંનાં ઘેન !

ભાઈ ને બ્હેન !
દેજો દિલ દેણ :
અગલે ડગલે કહેજો ખમ્માનાં કહેણુ !
હો ખમ્માનાં કહેણુ

ભાઈ ને બ્હેન !
લેજો એ લેણુ !
ઉજળા ઉરભાવના લ્હાવાનાં લેણુ !
હો લ્હાવાનાં લેણુ

## કુટુંબભાવ.

મરાઠી સાખી.

ભાઈ બ્હેન ભોળાં સહુ હસતાં
રમતાં ભેળાં હેતે,
મીઠાં માવડલી બાપુનાં
હૈયાં રસમય રેલે;
એવાં સ્વર્ગ તણાં સુખડાં
છાજો સદાય કુટુમ્બમાં.
મલકાવો મધુરાં મુખડાંને,
મોંઘાં માડીજાયાં!
મીઠડલા વીરાનાં લેજો,
બ્હેનાં લાડકવાયાં!
ભાંડુ! હળી મળજો,
માતતાત અમી ઝમજો.
પ્રિયમયતા પ્રભુમયતા, બ્હેનાં!
બન્ધુ! લેજો દેજો,
જીરવવા જીવનની માત્રા
સહનશીલ થઈ રહેજો;
પ્રભુતાની વ્રતસિદ્ધિ એ,
પ્રભુની કૃપાસમૃદ્ધિ એ.

# બ્હેનને મંગળમાળા.

મરાઠી સાખી.

૧.

માતૃજ્યોતિની જ્વલંત જ્વાલા! મહિયરની યોગમાયા!
કૌમારની મનભર મૂર્ત્તિ અમ, દુઃખભંજન કુલદુહિતા!
ભગિની! તુજ ભાવ ભર્યાં બોલે, વીર તુજ વિક્રમ સમ ડોલે!

૨.

લલિત લાડિલી અમીરસ લીલી બાલા બાંધવવેલી!
વત્સલતાથી છલકાતા એ ઉરસરવર ઉછરેલી!
બ્હેનાં! સરલ સૌમ્ય રહેજે! જીવિતનો મોહનમંત્ર જ એ

૩.

અમર વેલડી! કુલજીવનવ્રત ધરી તપસ્વિની બનજે,
જગતકુટુંબે જીવકુલમાં ફળફુલમાં સુકૃતિનાં ધરજે;
સુહવજે હો સંસાર સદા, ઝીલવજે ગૃહની સુંદરતા.

૪.

દેશનન્દિની! ગૃહમંદિરની લક્ષ્મી વંદ્ય બની રહેજે,
આત્મકમળનાં કોમળ સુવાસ પ્રકાશ હો રેલવજે;
ધરજે, બેન સુભાગ્યતી! જનનીવ્રત કલ્યાણ કરી.

૫.

આત્મયોગની સ્નેહલીલામાં જીવિત ધન્યતા પામો,
ગૃહઆંગણુને ધર્મતીર્થ પ્રભુને પગલે જ બનાવો;
વિહરજો દેવ સમ દમ્પતી! જગતની ધપાવજો પ્રગતિ!

## સ્નેહનાં સદાવ્રત.

જરા પ્યારીને પંથ પધારો, પીયુ!—એ ગીતની ધૂન.

૧.

વ્હાલાં! ચાલો જી, ચાલો, બસ! કરિએ પ્રાણદાન!
ચાલો બાંધિયે સદાવ્રત સ્નેહનાં રે!
વ્હાલાં! ચાલો જી, ચાલો, બસ! કરિયે પ્રાણદાન!

૨.

દીન આંખમાં ઉતારી દેવી ગંગાના પ્રાણ,
વ્હાલાં વિલસિયે સનાતન સહચારમાં રે!
વ્હાલાં ચાલો જી, ચાલો, બસ! કરિયે પ્રાણદાન!

૩.

માત ધરતી ધરે જ્યાં અન્નકૂટનાં નિધાન,
પ્રાણ પ્રેરે પ્રભુ, ત્યાં દાન દેહનાં રે!
વ્હાલાં! ચાલો જી, ચાલો, બસ! કરિયે પ્રાણદાન!

૪.

વ્હાલાં! આપણ તો દેવના આદેશનાં વિધાન:
પ્રાણ તો ધરે પ્રકાશ આત્મદાનમાં રે!
વ્હાલાં! ચાલો જી, ચાલો, બસ! કરિયે પ્રાણદાન!

૫.

આવે દેવને દરબાર એક સરખાં સન્માન:
ધન્ય જન્મ, જાય કાય જો કલ્યાણમાં રે!
વ્હાલાં! ચાલો જી, ચાલો, બસ! કરિયે પ્રાણદાન:
ચાલો બાંધિયે સદાવ્રત સ્નેહનાં રે!

# બ્હેનના બોલ.

સોરઠા.

૧.

મીઠી માની સ્હોડ, બાપુની શીળી છાંયડી :
બેલડિયાંની જોડ, જુગ જુગ દેજે, **નાથજી**!
બ્હેનાં કુળની લાજ, બંધુ કુળનો દીવડો :
એવાં કુળ ઉજાળ, એ તો એક જ માજણ્યાં.
લોકડિયાંનાં લાડ, પલટા મારે પલકમાં ;
ભાંડરડાંના ભાવ, એ તો અળગી રીતના.
માસંભારણુ બ્હેન, બાંધવ ઢાંકણુ તાતના :
દિલવ્હાલપનાં વ્હેન, વ્હેતલ મ્હારાં માજણ્યાં.

૨.

આપણુનો અવતાર, ઉંડા વ્હાલપથી ભર્યો;
એ વ્હાલપનો પાર, ઘેલડિયાં સઉ પામજો.
વ્હાલ ભર્યો સંસાર, મીઠા મ્હેરામણ સમો,
ત્યાં વ્હાલાંનાં નાવ, ધીરાં ધીરાં ડોલજો !
નીચે ડોલજો નીર, આભ ઉંચેરાં ડોલજો !
વ્હાલાં ! ન્યાળી લગીર, એની મેળે મલકજો;
મંગળ દોરે કંઠ, ધન્ય ચાંદલે ચૂડલે,
એ સોહાગ અખંડ, સોહાગણુનો વાધજો.
સોહાગણુ શિર મોર, કોડ કળાયલ પૂરતલ,
કાળજડાંની કોર, કાળજડાં કંઈ ઠારજો :

૩.

મનના મળિયા મેળ, તેનાં મળવાં દોહ્યલાં :
મન વાળ્યાની વેળ, વીરા ! સોણુલિયે રહે !
એવાં ઉંડાં હેત, સોણલિયા સંસારનાં,
ઘડે અજબ સંકેત, વીરા ! જીવન અનંતના !
ભેળાં છે ભરપૂર, અધૂરાં તો અળગાં પડે;
દેહ જ રાખે દૂર, વીર ! વિદેહ ન વેગળાં !
સાચક છે સંબંધ પ્રભુના પ્રેર્યા આપણા;
એ આદેશ જ્વલંત, વીરા ! પ્રભુના જગવિષે !
કલ્યાણક નર નાર, વીરા ! નારાયણ બને ;
આપણો અધિકાર, સેવામાં જીવજગતની !

૪.

લાડિલાં પ્રભુબાળ, અણસમજુ આખર બધાં;
ગુંચવાય જંજાળ, આપડાહ્યલાં માનવી.
એ બાલકના ખેલ, માયાવી મમતા ભર્યાં;
મથે વ્યર્થ વણમેળ, પ્રભુભૂલકણાં માનવી.
એ મંથનને અંત, પ્રસાદ ધરે વસુંધરા;
મ્હેમાનીમાં બંધ, ત્હો ય ન તોડે માનવી.
બાપુકા ભંડાર વસુંધરા સાગર ભર્યા;
ભેગાં ભોગવનાર, એક મતીલાં ન માનવી.
અમીને એકલસુર પીયે સૂર સંસારિયાં;
વિખડાં કેમ અસુર, ગળે પાપિયાં માનવી.

૫.

વ્હાલાંનાં વેચાણ, વાતવાતમાં થઈ રહે;
પ્રભુને વ્હાલાં પ્રાણ, એ તો વિરલાં વીરજન!
પ્રભુજીને દરબાર, દાનાં દરબારી સમાં!
લોકડિયાંનાં લાડ, પાળે વિરલાં વીરજન!
અગણિત અણઘડ લોક, પ્રભુનાં બાળક બાપલાં;
રખવાળાંની ઓથ, એ તો દેતલ વીરજન!
સચરાચર કિરતાર, પ્રભુજી તો પોષણ કરે;
પોષણના ગોવાળ, એ તો વિરલાં વીરજન!
કરે પ્રાણ કુરબાન, ધરે સદાવ્રત સ્નેહનાં;
દિયે પ્રભુનાં ભાન, એ તો વિરલાં વીરજન!

૬.

બોલડિયાંને બોલ, પ્રકટે દેવદિદાર, એ
દેવજીવન અણમોલ, વીર! આપણે ગાળવું.
આવ્યાં તો આ લોક, લોકડિયાંને લાડિશું;
જશું પછી પરલોક, દેવ બનાવી દીનને.
બાલકડાંની લ્હાણ, મન મેલી જે મ્હાલશે,
તેવાં વ્હાલાં પ્રાણ, પ્રભુજન સેવા પામશે.
બનવું સદા સુજોડ, પ્રભુબાળકને સેવવા;
એવા રૂડા બોલ, બાળક પાસ પળાવિયે.

૭.

ધગધગતી જ વરાળ, હૈયે માત્ર ન માનજો;
ધખધખતે અંગાર, બાપુ! જીવતર ગાળવાં.

આવા જીવનજોગ, અનાથ અબળાને જડયા;
એવા એ અવજોગ, આપણ સહુએ ટાળવા.
શોધીને સંજોગ, અબળાને ઉદ્ધારવી;
જાતડલીના ભોગ, ઘટે દેશમૈયાપદે.
દેશબાળની માત, ફડકે મારે ફડકલાં;
એને વળે નિરાંત, તો જ દિવસ વળશે, વીરા!
મુંગા માર અબોલ, કાળજડાંને સેકતા;
આંસુડાંને ઓઘ, બાળક કયાંથી ઉછરે?

૮.

એકમેક નરનાર, હળવાં હૈયાં ચાંપશે,
તે ઘર પ્રભુકિલકાર, દેવબાલુડાં કૂજશે.
નિરાધાર કંઈ બ્હેન, એનાં આંસુ ઉતારજો;
દુઃખિયાંને સુખબ્હેન, દેતલ સાધુડિયાં સદા.
બાલા! બટુ! કૌમાર વ્રત વરિયે, ગોવાળી શાં;
લાડીલાં લલકાર, ગોપાલનનો ગજવજો.
કોઈ એકલાં એક, ચુંદડલીયે, અંચળે,
બ્હેનબંધુની પેઠ, ભાંડરડાંને સેવજો.
કંઈ જોડાવ સુજોડ, સ્વર્ગ રચો સંસારમાં;
રખવાળામાં કોડ, બાળકડાંનાં પૂરજો.
દેવજીવન દ્દષ્ટાંત, ગોપાલકતાથી ભર્યાં;
લગ્નહેતુ કલ્યાણ, ગણી બાળ સંભાળજો.
માનવકુળનાં દેવ! સાંબ! સુજોડે સંચરો;
જનનીજનક શાં સેવ પ્રભુબાળકની પામજો.

# માબાપની સેવા.

માઢની એક તરહ.

સગુણ એ બ્રહ્મ સમાં સાકાર
નમું મુજ માતતાતને પાય;
જનનીજનકનાં ચરણશરણમાં
જન્મમરણભય જાય:
નમું મુજ માતતાતને પાય.

અમીભરી એ વત્સલતાનાં
સ્નાનપાન કરનાર,
સ્મિતમય મધુરાં દુધમલ બાલક
વ્હાલપનાં ગીત ગાય:
નમું મુજ માતતાતને પાય.

વ્હાલ તણા વિનિમયના બળથી
સરલ થાય સંસાર:
મહાસાર્થક જ એ સેવાનાં
ભૂલાય કયમ સદ્ભાગ્ય?
નમું મુજ માતતાતને પાય.

## માના લ્હાવ.

ચોપાઈનો ઢાળ.

૧.

માનાં બાળક કાલું બોલે,
બોલે બોલે મા તો ડોલે!
માનાં બાળક ખુંદે ખોળે,
માના હૈયાં સ્હડે હિંડોળે!
માનાં બાળક ફરતાં નાચે,
માને મ્હોયે મેળ ન લાધે!
માનાં બાળક હેરી હસાવે,
માને ઘેલાંતુર બનાવે!

૨.

"મા! મા!" કહી બાળક બોલાવે,
મા ચૂમી વ્હાલે નવરાવે!
માના બાળક સ્હોડે સૂવે,
મા બાળકમાં પ્રભુને જુવે!
માનાં બાળ ચૂમે ને મ્હાલે,
માને બાળક જેવાં બનાવે!
બાળલીલા ને માની માયા,
ધન્ય જન્મ જેણે એ તો જોયાં!

# સખીનો માતૃવિરહ.

હરિણી.

૧.

મળી ન મીટ, ત્યાં બાલા બાઝી પડી પ્રિય બ્હાવરી,
રડી ન, ડસકી, ના મુંગી કે કળી સમજી શકી:
મુખ ગરીબડે રોવા જોવે ચુંટે નિજ શ્વાસને,
શમશમી રહી શાણી શ્યામા સમાઈ જતી ઉરે!

૨.

જનનીમરણે વ્હાલી ઘેલી દુઃખે ગભરાય કે,
વદન કુમળે મ્હારી મુગ્ધા તણે અટકાય કે;
ઘડી ઘડી મુખે ઉંડા ભાવો હવાય ભુંસાય કે,
તરુણી તડકે વ્હીલી વામા કરુણ રસેભરી!

૩.

અવધિ! અવધિ! સૂઝે કે ના, સહ્યું કંઈ જાય ના,
પ્રિય દિલ રૂચ્યાં માયા મીઠી લગાડી વળી જતાં;
સ્મિતઅમી ભર્યાં વ્હાલાં મોંઘાં જતાં પ્રભુધામમાં,
સમયશરણે, વ્હાલાં! સ્હેવું અબોલ રહી સદા!

૪.

ન ભય વશ થા, ભોળી ભામા! ન રંક તું જા બની,
દુઃખશર ઝીલે આવે બ્હાને જ ટક્કર એવડી;
ઉર સુઈ રહે, વ્હાલી માળા! કળી તુજ વાંછના,
સઘળી પૂરતાં, લ્હાવા લ્હેણાં ન માણશું એકલાં!

૫.

દીન હૃદયને સ્વીકાર્યાં તેં પ્રિયે! દિલ દાઝતે,
સુખી તું કરવા યોજે હેતે અનેક ઉપાયને;
શરણહીનની સેવાની તેં વધાવી પરંપરા,
જનનીજીવને ત્હારી સંગે ઉભો તુજ ભક્ત આ!

૬.

ગભરૂ ગીતડે ભોળાં વ્હાલાં ગળે ત્યમ ક્રીડશું,
પ્રણય છણતાં પાશું પીશું રસાયન સૌખ્યનું;
ચમક ધરશે ફૂલી ફાલી લીલા વિભુવ્હાલની,
સ્મિત લઈ દઈ રહાશું મોહી અનંત મુસાફરી!

# મા તે મા.

ગઝલ.

૧.

અહો! મા તે મા!
બીજાં વનના વા:
ભલાં ભોળાં બા
કરે હા યે હા.

કાલાં ઘેલા મા
ન કહે કંઈની ના:
ઓછાં ઓછાં બા
કરે ગાયા ગા.

૨.

અહા! એ તો મા
સુણી ધાતાં ધા:
શરાં પૂરાં બા
ઝીલે આડા ધા.

મીઠી નજરે મા
ઠારે દિલના દા:
મોંઘી મોરી મા!
અભયનું ભૂ પા.

# દુખિયાંનાં બેલી.

દા લાગ્યા ડુંગરિયે, કહાના, કેમ કરિયે?—ભગવતી મીરાંબાઈના
એ ભજનની ધૂન.

ધા સુણિયે દુઃખિયાંની,
વ્હાલાં! બન્ધુ બનિયે:
બન્ધુ બનિયે રે, એનાં બેલી બનિયે,
દુઃખીને સંભાળિયે!

ધા સુણિયે દુઃખિયાંની,
વ્હાલાં! બન્ધુ બનિયે!
એક જ જનનીનાં જાયાં,
એક જ શિરછત્ર છવાયાં,
રંક ભાંડુનાં રખવાળાં લેઈયે:
રે! હુંફે હૂલાવિયે!

બેલડિયાં બાંધ્ય બરોબર,
સ્હેવા સર્જ્યાં શું સહોદર?
દુઃખે દુઃખિયારાં આળાં અંતર ચાંપિયે:
હો હૈયાળી દેઈએ!

દુઃખિયાંનાં ફેડી બન્ધન,
રચિયે ઉરઆંગણુ નન્દન:
દીનને દ્વારે દયાસાગર રેલિયે:
એવા આંસુ અર્પિયે!

દુઃખિયાંનાં દેવ સહાયક,
દીનનાં તો સન્તત સેવક:
રંકને પગલે પ્રભુલીલા ન્યાળિયે:
પ્રભુજીને ભાળિએ!

સંપે સંમેલન ભરિયે,
હૈયાંને હેલે ચ્હડિયે;
વિભુની વ્હાલપનાં રૂડાં જ્યોતિ વન્દિયે:
પ્રાણને ઉજાળિયે!

ધા સુણિયે દુઃખિયાંની,
વ્હાલાં! બન્ધુ બનિયે.

# વ્હાલા કલાપીને.

"ખતા નહિ જાતી"—કવિ કલાપીની એ ગઝલની ધૂન.

૧.

પીડા તણી પરંપરા માંહે પડી રહેવું;
મુંગે મુખે આવી પડ્યું સ્હેજે સહી રહેવું.
આનન્દમાં વાતું ન કાં વ્હાણું કદી વ્હાલું?
તાપે ત્રિવિધ સૂતાં સદા ઉઠતાં બળી રહેવું.
શાને વિધિ શિખાવતો સ્હાવું અને સ્હાવું?
છાજે ન એ સુખસ્વર્ગનું, એને લખ્યું સ્હેતું.

૨.

તું યે તજી અંતે ઉડ્યો, વ્હાલા મયૂર બાપુ!
વ્હાલાં પીડે વિયોગથી: એ યે સહી રહેવું.
ગભરૂ જીગરમાં તું રમ્યો, મ્હારા મયૂર બાપુ!
ખાખી ગયો રાખીજ, તો રહેજે સહી રહેવું.
ઉડ્યો કયા ત્રાસે અમે ત્હારાં છતાં? બાપુ!
ભૂલ્યો, હથેલીમાં ઝૂમ્યો, એ તો સહી રહેવું.

૩.

જેને ગણ્યું રસ નીતરેલું એ જગત તજવી,
સાથે મને પાંખે પૂરી ધાર્યું ન કાં લેવું?
ત્હેં લૂટનાં વ્હાણાં મજાનાં જે કર્યાં, બાપુ!
કારી જખમ તેમાં સહ્યા, તે તો ગણી રહેવું.

ઉંડું હતું તુજ દર્દ દોરંગી જગત કેરૂં,
છતાં તુજ રેલતી દિલ રહેમઃ એ સ્મરી રહેવું.

૪.

તેં ઝેર, ઉતારી, ધર્યાં જગનાં અરે! બાપુ!
એથી શું કંઈ એકાંતમાં ધાર્યું જતું રહેવું?
બન્દો ખુદાનો, ઇશ્કનો તું ઓલીયો, બાપુ!
કેકા થકી મંત્રો સર્યા, તે તો જપી રહેવું.
નાચ્યો કલા પૂરી, ડુલાવી ડોક પચરંગી;
આંસુ સર્યાં, કલગી નમી, એ ગૂઢ છે રહેવું

૫.

ભૈરવ તથા તાંડવ તણા ભણકાર લીસોટા,
રહેતાં ભુસાશે, એ ય વ્હેણુંઃ તો સહી રહેવું.
જૂદી જહાંનો તું ફીરસ્તો, ખોળીયું બદલી,
આવી ઉડયો ઝળકાવી પાંખો, જોવું ને રહેવું.
વ્હેતા વ્રણોની વેદના ત્રસમી જ તેં વેઠી,
ગાયાં છતાં દિલનાં જ ગીતડાં, એ સ્મરી રહેવું.

૬.

માની મજા જ્યાં ત્હેં, કવિતા કોતરૂં ત્યાંની,
ધોશે જ આંસુ, ત્હો ય તે જળમાં લખી રહેવું.
ત્હારૂં હૃદય, ત્હારૂં સ્વરૂપ, ત્હારી કૃતિ, ને તું,
કૈં જે હતું ન્હોતું થયું, તે તો સહી લેવું.

આવો પ્રભુનો માનીતો તે તો હવે જાણ્યું,
ત્હારી પ્રભુતા ઝીલનારાં યે ઝગી રહેશું.

૭.

તૃપ્તિ તથા મુક્તિ ધરી વાધ્યો સદા વિશ્વે,
તુંને સદાય અનંતતામાં કલ્પતાં રહેવું.
માળા અમારે આંસુની અર્પી સદા રહેવું,
પીતાં પ્રસાદી ત્હેં દવી જંપી જરા રહેવું.
શિવમય થજે તું શાંત શક્તિને સુતા અંકે!
એવું હવે ત્વદ્રૂપને ઇચ્છી સદા રહેવું!

# ભકતવીર નરસૈયાને વન્દન.

દોઉ કાંઠે કદમવાકી છૈયાં—એ લય.

નમુ નેહે તને, **નરસૈયા** !
પ્રેમભક્તિ નચાવે થથૈયા, હો !
સ્મરૂં સ્નેહે તને, **નરસૈયા** !

જૂદું જગતથી તાન જગાવ્યું,
તમ્બૂરમાં, રસછૈયા હો !
નમું નેહે તને, **નરસૈયા** !

સાધી તેં **આનન્દવિષ્ણુ**ની
**શાંતિલક્ષ્મી** મૈયા, હો !
નમું નેહે તને, **નરસયા** !

વ્હાલાનું વ્હાણું હૈયે વાતાં,
રેલવ્યા રમ્ય રવૈયા, હો !
નમું નેહે તને, **નરસૈયા** !

યોગલીલા શ્રીકૃષ્ણની કૂજી,
તેં તો, **સૌરાષ્ટ્રપૈયા** હો !
નમું નેહે તને, **નરસૈયા** !

આચાર ને વિચારની એકતા,
તેં તો પ્રેરી, નિર્ભય ભૈયા હો !
નમું નેહે તને, **નરસૈયા** !
પ્રેમભક્તિ નચાવે થથૈયા, હો !
સ્મરૂં સ્નેહે તને, **નરસૈયા** !

## વ્હાલું વતન.

મ્હારા રામ ગયા વનવાસરે, નયણે નિદ્રા ન આવે જરી,
એ ભજનની ધ્રૂન.

લાડિલું લલિત મનોહર ધામ રે !
ડોલે વ્હાલું વતન ઉરે !

ઘેલું ગોકુળ સમ મુજ સુરગ્રામ રે !
ગોંડળ ગરવું મ્હારૂં કુળગામ રે,
જુનાગઢ મુજ જન્મ તીર્થ ધામ રે
ડોલે વ્હાલું વતન ઉરે !

પગલાં જ્યાં માતપિતાનાં,
બાલપણનાં બન્ધુ જ્યાં,
ત્યાં તો પ્હેલા અમ પ્રીતિપ્રણામ રે,
ડોલે વ્હાલું વતન ઉરે !

વસમી પળ વળે વિસામા,
સ્મરતાં ચમકાર સ્ફુરે જ્યાં,
ત્યાં તો કરિયે અમ શિરનાં દાન રે,
ડોલે વ્હાલું વતન ઉરે !

દેવદમ્પતી બાળકડાં,
રાજવી રંક રમે જ્યાં,

ત્યાં તો વિલસન્ત અમારા રામ રે!
ડોલે વ્હાલું વતન ઉરે:

મીટે મીટ માનવ મળતાં,
હૈયાં તો હસી પડતાં જ્યાં,
ત્યાં તો ઉછળે આત્મન્ અભિરામ રે!
ડોલે વ્હાલું વતન ઉરે!

ઘેલી ગોવાળી કેરાં,
લ્હાણાં લ્હાતાં વ્હાલાં જ્યાં,
ત્યાં તો થનગન નાચે અમ પ્રાણ રે!
ડોલે વ્હાલું વતન ઉરે!

લાડિલું લલિત મનોહર ધામ રે!
ડોલે વ્હાલું વતન ઉરે!

## અમે તો કાઠિયાવાડી.

બિહાગની ગઝલ.

૧.

અમે તો કાઠિયાવાડી, સબલ સૌરાષ્ટ્રવાસી !
ભૂખ્યા ઉરભાવના, પ્રભુભક્તની ભૂમિ અમારી !
અમે તો કાઠિયાવાડી, સરલ સૌરાષ્ટ્રવાસી !

અમ ડેલિયે આવો, સુજન !
પધરાવિયે દિલદાયરે :
રેલી કસુમ્બલ રંગ નયને,
ચેતના જ જગાવિયે !

૨.

અમારે ડોલતે ડુંગર ઝૂલે હો ! દેવવાડી :
વસે ત્યાં ધર્મવીર પ્રેરક પ્રચારક સન્તજાતિ.

નરસિંહ મીરાં ને સુદામા
ત્યમ શ્રી કૃષ્ણ અશોકને
વાત્સલ્યભર પગલે પનોતે,
પ્રાણ, પત્થર, અમ ધરે !

૩.

ઝઝૂમે ઝુંડ ઝાડી સોરઠા દૂહા ગજાવી :
ઘૂમે ત્યાં રાજવીર રક્ષક સહાયક સિંહજાતિ !

રણધીરને પગલે પળી,
અમ જાત સ્વસ્થ બનાવિયે;
રાજાપ્રજાની દિલબરી
સ્વસ્થાન જુજવે ઝીલિયે!

૪.

અમારે આંગણે ફરતો જ સાયર કંઈ તરંગે,
નીતરતે નીર ધરતો લ્હાણ મોતીની ઉમંગે!
પશ્ચિમ દ્વારે બ્રિટિશસામ્રાજ્યનો
હિન્દી સ્વરાજ્યનો,
બાહૂ અડગ, ગુજરાતબન્ધુ,
સ્વદેશ અમ પ્રગતિ ધરો!
અમે તો કાઠિયાવાડી, સરલ સૌરાષ્ટ્રવાસી!

# હસ્તિનાપુરમાં રાજ્યારોહણનો મહોત્સવ.

મરાઠી સાખી.

## ૧–આમંત્રણ.

૧.

અહોભાગ્યની આ પળ વ્હાલાં, સર્વ હિન્દી જન! આવો,
વ્હાલપને ઓવારણ, તોરણ, રાજસુજોડ વધાવો;
દિલદરબારે પધરાવો,
ને લ્યો અતિથિદેવનો લ્હાવો!

૨.

સૌભાગ્યનો પ્રસંગ વિચારી, સહચારે સંચરજો!
બ્રિટન બન્ધુ સહ દેશસેવને ધર્મધુરંધર બનજો!
દાનાં! છો તેવાં દિસજો–
આર્દ્ર, ઉદાર, ઉજ્જ્વળ! હો!

૩.

પ્રજાપુત્ર કે રાજપુત્ર સઉ દેશપુત્ર શાણા! હો:
બ્રિટનરાજને રાજેન્દ્ર કરી સામ્રાજ્યને સુહાવો!
ગુણિયલ! ગુણજ્ઞ હો રહેજો!
સંગે સમૃદ્ધ પ્રગત થજો!

## ૨–સ્વાગત.

મરાઠી સાખી.

૧.

ભલે પધાર્યાં રાજદમ્પતી! સ્વગૃહ ગણી અહીં આવ્યાં,
ઉર અમીરસથી નયન કમળને આજ અહો! ઉભરાવ્યાં!
ઉછળતા ભાવ ભરી અંજલિ સ્વીકારો રાજસુજોડ! જરી.

૨.

રાજ! બ્રિટનસત્સંગે પામ્યાં રસસુગન્ધ અમ પાછાં:
એમ હજી વિકસવા દઇને બાંધવ રહેજો સાચાં!
સહિષ્ણુ વિષ્ણુ સમ રહેજો, રસાયન પાજો ને પીજો!

૩.

હિન્દપટે સામ્રાજ્યમંડળે, રાજ! ધ્વજા કંઈ સૂચવે:
અભયદાન દેવાય ન્યાયનેહે તો અભેદ વિલસે!
હિન્દને, રાજ! સ્વસ્થ કરજો, પ્રભુ! એ પુણ્યભાવ ફળજો.

## ૩–વધામણાં.

લય: કલ્યાણ: ત્રિતાલ.

હિન્દી રાજેન્દ્રદમ્પતી! પધારો, વધાવું!
પધારો, વધાવું વ્હાલે, હૈયે પધરાવું!

મનનાં મોતીડાં ધરિયે,
ભોળા સદ્ભાવ ધરિયે;
પ્રાણને પ્રકાશ ધરિયે, અધૂરૂં વધાવું!

આવો, અમ મંદિર ઝૂલો!
અમ ઉર જોઈ જાણી લ્યો!
જોગવિયે જીવન, આવો, રાજાપ્રજાનું!

પ્રભુની પ્રજા હિન્દી જન,
બ્રિટન પણ અમ બન્ધુજન:
સામ્રાજ્યના મંદિરને સંગે શિર સ્હાવાનું!

દૈવે સંજોગ રચ્યા, તે
ઉજાળવા નેહ ન્યાયે:
ધર્મનીતિ ને ચેતન સૌખ્ય વધવાનું!

આકાશી આફતના દા!
જાણ્યા અજાણ્યા કંઈ ઘા!
ઘા સુણી ધાતાં દુઃખહર સૌભાગ્ય વધવાનું!

પ્રભુનાં પેગામી રહેજો,
પ્રભુતાને પદ સંચરજો!
પંચમાં પ્રભુ જેવા રાજ! ગાજો એનું ગાયું!

આરાધન અધીનતામય,
રાજા! ને પ્રજા! પરસ્પર,
ધરજો જી, એમાં સૌનું શ્રેય થવાનું!

હિન્દી મણિ બ્રિટિશ કુન્દન,
પ્રભુરચિયાં અખન્ડ બન્ધન !
એ યોગે ઉજ્વલ જનજગ વધુ બનવાનું !

તેજસ્વી હીન્દી પુરાતન !
પ્રગતિકર બહાદુર બ્રિટન !

સામ્રાજ્યે સાંગોપાંગે નેતા થવાનું.
આવોજી રાજ ! સજોડે, વ્હાલથી વધાવું !
વ્હાલથી વધાવું, આવો, હૈયે પધરાવું !
હિન્દી રાજેન્દ્રદમ્પતી ! પધારો વધાવું !

## ૪–દેશોદયની ઉષા.

મરાઠી સાખી.

૧.

દેશજનોના ઉજ્જવલ સુખમય દેહ ધરે જે દેવી,
એ તો એક જ દેશોદયની દિલભર ઉષા અનેરી !
સરલ અભેદ ભરી, અહા ! એ મણિ સમ મનોહરી !

૨.

તેજ સુકોમળ, પવન લહરીને, પલ્લવ પ્હેરે અંગે,
તારલિયા વેણીમાં વિરમે, સુરેખ સુરખી રંગે,
પ્રેરતી પરવરતી ધર્મ સહચારે ઉષા સખી !

૩.

ઉદયસમય ને દિવ્ય દેહ, દિનદર્શન મંગલ થાતાં,
ઉમંગ નયને, સ્મિત વદને, કર સુકૃત્ય, પગલે પ્રભુતા;
લીલા તપતેજભરી પૃથ્વીને આ પટ વિસ્તરતી!

૪.

સુગન્ધવતી પૃથ્વીને પલ્લવ રસસાગર કંઈ હુલવે,
કોમળ કમળદળે લક્ષ્મીઉર વિષ્ણુ દેવ કંઈ વિલસે:
એવી રસરાશલીલા વિકસાવો રાજકલા!

૫.

જગજ્જનોના પંચાયતને એકવાક્યતા ગુંજે,
લોકારાધક પુણ્યાત્માનાં ઓજસ્ ચેતન આંજે:
એવી સ્વરજ્યોતિલીલા વિકસાવો પ્રજાજનતા!

૬.

વિશેષ ધર્મે તીવ્ર ન્યાયથી સ્નેહસામ્ય વિસ્તરતાં,
સ્વસ્થ કર્મયોગીને સ્વાર્પણ, સંયમશાંતિ, વિલસતાં;
એવી સંસિદ્ધિ લીલા, વિકસાવો પ્રભુજનતા!

૭.

દેશોદયની ઉષા એ સમી અહો! ઉઘડવા લાગી,
પ્રોત્સાહક અજવાળાં પ્રકટયાં, અજબ ચેતના જાગી:
વાગી વિજયઘંટા, મંગલ એ સંક્રાંતિદશા!

૮.

દેવપ્રજા! સઉ ભક્ત ઘેલડાં! દેશતપોવન ધૂમો!
પ્રભુનો જય લલકારી જાતને સુકર્મયજ્ઞે હોમો!
જ્વાલા ઝળહળજો! સર્વને આમંત્રણ કરજો!

૯.

અભયભર્યાં સજ્જન જ્યોતિર્મય દેશપટે તરવરજો!
ઉષ્મા ને આનન્દ સ્વસ્થતા ઝીલજો ને ઝીલવજો!
કરશે પુણ્યકૃતિ સર્વની કલ્યાણક પ્રગતિ!

## ૫–હિન્દ મૈયાનાં હાસ્ય.

સારંગ.

અહો! મોરી હિન્દ મૈયા
હસે કૈં હળવે હૈયે આજ!
દીન દુભાયલ દેશજનોના
બોલ ઝીલે ધરી ભાવ;

વ્હાલ અને વિશ્વાસની નીતિ
આદરે જગવી આશ:
કરે એક પ્રજા સામ્રાજ્ય:
હિન્દ બ્રિટનના સમ્રાટ!

બ્રિટિશ બુદ્ધિવંત,
હિન્દી જન ઉરરસવંત;
ઉજાસ ને સુવાસયોગે,
જાગવે જીવન, ધન્ય!

પ્રવૃત્તિ પૂર્વનું સ્વરૂપ,
પ્રશાંતિ પશ્ચિમની અનુપ!

જાગતાં દરિયાવદિલી
રેલે દિલનાં દૂધ;
બને અમીરસપાને બાંધવ
જાણે દેવના દૂત:

અહો! એ ભાવિ જયવિલાસ
સૂચવે હિન્દ મૈયાનાં હાસ્ય!

## ૬–બ્રિટનને બે બોલ.

મરાઠી સાખી.

૧.

બહાદૂર બ્રિટન ધીર! ધન્ય હો! ઉદાર દિલ દર્શાવ્યું!
હિન્દી હૈયાંને ઓળખતાં અંતે સવેળ ધીર્યું!
રાજને સોંપ્યા અમ અંકે ઝુલવવા સામ્રાજ્યને શૃંગે!

૨.

શ્વાસે સમતા રચાય, ચેતન ઉભરાય જ ઉચ્છ્વાસે;
નિઃશ્વાસે શાંતિ સંચરતી, રસે સ્નેહ વિશ્વાસે:
સંજીવનલીલા હો! એ, વિચરિયે આવા શુભ યોગે!

૩.

**દેશવ્યવસ્થાપક અમ બાંધવ બ્રિટન! વન્દન લેજો!**
**વ્હાલવિનયને આવે વિનિમય, વિકાસનય વિસ્તરજો!**
**હિન્દની પ્રાચીનતા ઝીલજો! આત્મસંસિદ્ધિ ખીલવજો!**

## ૭-વિદાય.

સોરઠ.

આવજો, મનમાન્યાં મીજમાન!
વ્હાલાં પ્રાણ સમાન!
જાગે અમ અંતરમાં તમ તાન.

પુણ્યભર્યે પગલે અજવાળ્યાં આવી અમ ઘરબાર:
ઐક્ય તણે સંચાર જગવશું જગમાં એકાકાર!
આવજો, મનમાન્યાં મીજમાન!

સ્વજનસમાગમમાં દિલ ડોલે ઊજમાળે સમભાવ!
ઓછાં ઓછાં બને ભ્હાવરાં, એ પ્રભુતાના લ્હાવ!
આવજો, મનમાન્યાં મીજમાન!

દૂરઅદૂરે એક અહો! જ્યાં હસે પરસ્પર પ્રાણ!
આંસુનો એ અભેદ વિલસે ત્યાં સુખ સ્વર્ગ સમાન!
આવજો, મનમાન્યાં મીજમાન.

## અમારી પિછાન.

બિહાગની ગઝલ.

જનેતા જન્મભૂમિ ને પિતા પ્રભુ અમારે:
મીઠાં માબાપની સેવા સહોદરને અમારે!

મમતા ઝરે મૈયા, પિતા પ્રેરે,
રસાયન રેલિયે,
ચલવા ચમક કંઈ ઓર ઉજ્વલ
આત્મબલ બહલાવિયે!

જનેતાનાં જ દૂધે બસ થવું દુધમલ્લ અમારે:
પિતાને છાંય, બનવું આત્મતેજસ્વી અમારે!

સંસાર સુન્દર સારમયઃ ત્યાં—
ડોલિયે, ડોલાવિયે;
ઉલ્લાસમાં રમતાં અજબરંગી
જગત અજવાળિયે!

જનેતા જન્મભૂમિ ને પિતા પ્રભુ અમારે:
મીઠાં માબાપની સેવા સહોદરને અમારે!

# અમે તો વસુન્ધરાના વીર!

ભૈરવી.

અમે તો વસુન્ધરાના વીર!
અમારો ધર્મ, થવું રણધીર:
અમે તો વસુન્ધરાના વીર!

લાડઘેલી જનનીના જાયા,
લાડકવાયા લગીર;
શિરછત્ર શંકર વિભુવરના
અમે કુમાર સગીર:
અમે તો વસુન્ધરાના વીર!

ત્રિવિધ તાપથી સિદ્ધ અમારાં
ઉદ્દીપક ઉરનીર;
આત્મઉજાસ ભર્યાં આશાબળ
ધુધવે અમ ગમ્ભીર!
અમે તો વસુન્ધરાના વીર!

મ્લાન પ્રાણને પ્રફુલ્લ કરિયે,
બનાવિયે નરવીર:
લહરીમય ઉછળિ વિહરિયે,
બની સ્થિર ધીર સમીર!
અમે તો વસુન્ધરાના વીર!
અમારો ધર્મ, થવું રણધીર:
અમે તો વસુન્ધરાના વીર!

## સન્તન.

કાયારે કયસે રોઈ તજ દીયા પ્રાણ:–પ્રભુભક્ત કબીરજીની
એ ભૈરવીના ભજનની ધૂન.

સન્તન મનભરિયાં મળજો રે! અન્તરને મન્દિર,
નિરન્તર અન્તરને મન્દિર;
નિરન્તર અન્તરને મન્દિર!

મોહમેઘલીમાંહિ, શોચને બળબળતે બપ્પોર,
નિરન્તર બળબળતે બપ્પોર,
ઉજ્વલ એ ચન્દનીના જેવાં
મીઠાં મ્હેરામણસમ જન મળજો રે! અન્તરને મન્દિર,
નિરન્તર અન્તરને મન્દિર!

આજકાલની અજબ ધૂનમાં ઓરદોરને ખેલ,
નિરન્તર ઓરદોરને ખેલ,
નેહભર્યાં નન્દનનાં જેવાં
સાચાં સજ્જન હો આવી મળજો રે! અન્તરને મન્દિર,
નિરન્તર અન્તરને મન્દિર!

માયાવી કાયાની કૂખની પ્રકટે પ્રભુઅવતાર,
નિરન્તર પ્રકટે પ્રભુઅવતાર;
આત્મદાન વીર જગ અજવાળે,
એવાં મહાજન મોંઘેરાં મળજો રે! અન્તરને મન્દિર,
નિરન્તર અન્તરને મન્દિર!

જગમાં પ્રભુઆદેશ જગાવી બને માનવી દેવ,
નિરન્તર બને માનવી દેવ,
કુમકુમને પગલે પાવનિયાં
એવાં પ્રભુજન હો અમને મળજો રે! અન્તરને મન્દિર,
નિરન્તર અન્તરને મન્દિર!

આત્મજ્યોત ઝળહળાવનારાં અમ હૈયાંને હીર,
નિરન્તર અમ હૈયાંને હીર,
તાંતણિયે બન્ધનિયાં બાંધે
એવાં સન્તનિયાં પ્રભુ! મેળવજો રે! અન્તરને મન્દિર,
નિરન્તર અન્તરને મન્દિર!

સન્તન મન ભરિયાં મળજો રે! અન્તરને મન્દિર,
નિરન્તર અન્તરને મન્દિર!

# પ્રભુનાં દર્શન.

ગઝલ.

આવો, આવો, આવો, આવો, વન્દિયે પ્રભુ !
વન્દિયે પ્રભુ ! આવો, અભિનન્દિયે વિભુ !
આવો, સાધુસંત સંગ વન્દિયે પ્રભુ !
આવો, આવો, આવો, આવો, વન્દિયે પ્રભુ !

આનન્દ મંગળને પ્રસંગ,
ઉમંગ અતિશય જાગતો,
નયને નયન મળતાં મળી
જ્યોતિ પ્રકટ પરખાવતો !

એકમાં અનેકમય વધાવિયે પ્રભુ !
વધાવિયે પ્રભુ ! આવો અભિનન્દિયે વિભુ !
યોગક્ષેમ સ્નેહ દયાભાવમાં પ્રભુ !
આવો, આવો, આવો, આવો, વન્દિયે પ્રભુ !

પ્રભુનાં જનો પગભર થઈ,
પગલે પ્રભુને પરવરે,
પગલાં પ્રભુતાનાં ભરે,
ત્યાં જગતજન સઉ સંચરે !

પુણ્ય કેરાં દર્શને પિછાનિયે પ્રભુ !
પિછાનિયે પ્રભુ ! આવો, અભિનન્દિયે વિભુ !
યજ્ઞ, દાન, તપ, વ્રત, સદ્વર્તને પ્રભુ !
આવો, આવો, આવો, આવો, વન્દિયે પ્રભુ !

# બલવીર બાલકો.

આશાની ધૂન.

બાલકો ! બલવીર બનિયે :
બાલકો ! બલવીર :

વીર વિક્રમ સમ વિચરિયે,
સ્થિર પદ પાછાં ન ભરિયે,
પંથ પ્રગતિના વિચરિયે :
બાલકો ! બલવીર :

સત્વનાં રસપાન કરિયે,
સત્યનાં જ્યોતિ જ ઝીલિયે,
પ્રબળ નિર્મળ દેહ ધરિયે :
બાલકો ! બલવીર :

સ્નિગ્ધ નિર્ભય મીટ ભરિયે,
બોલ ઉજળાફુલ વદિયે,
આત્મદર્શન એમ ધરિયે :
બાલકો ! બલવીર :

દેવના તો દૂત બનિયે,
ચેતના દીન ઉર ભરિયે,
સ્વર્ગ સુંદર એમ રચિયે :
બાલકો ! બલવીર :

## રમતા રામ.

ભૈરવી.

અમે તો સદા ય રમતા રામ:
અમારો ધર્મ એ જ આરામ!

બ્રહ્મચર્યનું તેજ અમોમાં,
ઝગમગતા ઝળકાવે રામ:
સંતસંગથી પંથ સત્યને પળતાં,
ઉર ઉછળે અભિરામ:
અમે તો સદાય રમતા રામ.

વિચારમાં કોમળ, આચારે કઠોર,
થાવાનો અભ્યાસ;
સ્વજન સહુને વ્હાવાં સ્હાવાં,
એ સંસાર તણો તો સાર:
અમે તો સદાય રમતા રામ.

# બાલ ગીત.

ચોપાઈ.

નમિયે, સૂરજ સુખ કરનાર!
અગ્નિ સમા પ્રભુના અવતાર!
પ્રાણી પદાર્થે વિશે વસનાર!
અજવાળાં આંખે ભરનાર!

ચાંદલિયો તારલિયા દીપ,
સઉ તમારા જૂજવાં રૂપ;
રમિયે ને કરિયે કલ્લોલ,
તમ અમીનજરે રહી રસબોલ.

તન તોડી કરિયે પરમાર્થ,
એવાં બળ દેજો તપ માટ;
અમને ઉજાળજો, રવિરાય!
કરી આરતી, પડિયે પાય.

## સ્તવન.

ઝીન્ઝી.

ગોળ ઘૂમ્મટમાં ઘૂમી રહેલ ગોળા,
પુનિત પૃથ્વીથી ય વિશાળ ને અમોલા;
તાપ છાંય વૃષ્ટિ ફળ ફુલો અનેરાં:
સુખદ સર્વ પ્રભુ! એ તમે રચેલાં!

પ્રેમના પ્રસાદ સૌ પ્રભુ! તમારા,
પ્રાણી માત્રમાં ચમક જગાવનારા!
હેતપ્રીતથી હો! મ્હાલતાં એ સંગે,
ન્યાળી તમને પ્રભુ! નાચતાં ઉમંગે.

માત તાત ભાઈ બ્હેન વ્હાલઘેલાં,
લાડ કોડ પૂરતાં રમી રહેલાં,
લ્હાવ એ રચે હો! સ્વર્ગ જીન્દગીમાં,
ઘેર ઘેર પુણ્ય થાય દેણગીનાં.

કુસુમની કળી સમાં અમે તમારાં:
સ્નેહની સુગંધથી વધાવનારાં;
પાડ માનતાં ન આવડે તમારો,
બાળ ગભરૂ અણુસમજુને નિભાવો.

# અમે તો પ્રભુબાલ બલવન્ત!

ભૈરવી.

અમે તો પ્રભુબાલ બલવન્ત!
અમારે રેલવવો આનન્દ;
અમે તો પ્રભુબાલ બલવન્ત!

મર્દાની પાલનમાં વિકસે
અમ જીવનનાં તંત્ર;
વિકાસમાં તો વેગ ભરે કંઈ
નિર્ભયતાના મંત્ર:
અમે તો પ્રભુબાલ બલવન્ત!

નાથ તણા નિર્ભય નન્દનને
સ્વાર્પણના સ્વચ્છન્દ;
તાત સમાં તેજસ્વી વિચરિયે,
ભરિયે તેજતરંગ:
અમે તો પ્રભુબાલ બલવન્ત!

ઉજાળિયે રસસુગન્ધ વધવા
વસુન્ધરાનાં રત્ન;
પ્રાણરસાયન પ્રસારિયે
રચી અમ ચેતનને રંધ્ર!
અમે તો પ્રભુબાલ બલવન્ત!
અમારે રેલવવો આનન્દ;
અમે તો પ્રભુબાલ બલવન્ત!

## સાધુડિયાં.

રે અમો અબળાને માયા વ્હાલીરે-કવિ મૂળશંકરકૃત જુગલજુગારી
નાટકના એ ગીતનો ઢાળ.

રે અમે તો સાધુડિયાં!
અમે સદાનાં સાધુડિયાં!
અમે પ્રભુનાં સાધુડિયાં!
સરળ હૃદયનાં સંગી રે,
સંગી રે, સંગી, એકરંગી.

આળાં મૃદુ અંતર વાળાં,
કાલાં ઘેલૂડાં વ્હાલાં:
ભોળાં બાલૂડાં દિલનાં રંગી રે,
રંગી રે, રંગી, એકરંગી.

સુખિયાં નીરખી રીઝનારાં!
દુઃખિયાં તો દેવ અમારાં;
ભૂખ્યાં ઓછપનાં ઉરનાં અંગી રે,
અંગી રે, અંગી, એકરંગી.

રે! અમે તો સાધુડિયાં!
અમે સદાનાં સાધુડિયાં!
અમે હરિનાં સાધુડિયાં!
સરલ હૃદયનાં સંગી રે,
સંગી રે, સંગી, એકરંગી.

# આંસુડાંની લ્હાણ.

રૂડી ને રૂપાળી રે, મીઠી ને મધુરી રે, **મહાવર**! ત્હારી મોરલી હો જી!–
ભગવતી મીરાંબાઈના એ ભજનની ધૂન.

આવો, આળાંભોળાં રે!
મનડાંના મોળાં રે!
ઉરનાં અમોલાં રે!
પ્રભુના ઘરનાં ફ્લેલડાં હો જી!
આવો, આવો, લઈયે આંસુડાંની લ્હાણ:
આવો, આવો, આસુનાં કેસુની લ્હાણ.

આંસુ પાડી સંભારશું,
સાંભળશું સુખદુઃખ:
હરી દોહ્યલાં હો થશું
એકમેક દિલફૂલ!
નિરાંત વાળે આંસુડાં હો જી!
આવો, આવો, લઈયે આંસુડાંની લ્હાણ.

નિરાધારને નિરખતાં
નયન ભરાશે નીર;
કઠોર થઈને સેવિશું
દર્દી દિલ લગીર:
અંતર ઠારે આંસુડાંની હો જી!
આવો, આવો, લઈયે આંસુડાંની લ્હાણ.

કુમળાં ઉર સંભાળશું,
જાણે હળવાં ફુલ ;
ભરી ચમક પ્રભુતા તણી
કરશું પ્રાણ પ્રફુલ્લ :
ઉર અજવાળે આંસુડાં હો જી!
આવો, આવો, લઈયે આંસુડાંની લ્હાણ :
આંસુડાં તો કેસુડાં હો જી!
આવો, આવો, લઈયે આંસુડાંની લ્હાણ.

# કુમળાં દિલની દાઝ.

આંખ વિનાનું અંધારૂં રેઃ—એ ધનાશ્રીના ભજનની ધૂન.

લેશ ન કોઈ દુભવજો રે !
કુમળાં દિલને,
ફુલડાં સમ હેતે હુલવજો !

દૃષ્ટિના ડંખ ન દેજો,
અમીની નજરે રસ ભરજો ;
દિલને દરિયે સંગે, બસ: ફરજો રે,
કુમળાં દિલને લેશ ન કોઈ દુભવજો !

કાળાં ગોરાં નવ કહેજો,
હસતે મ્હોયે જ હસવજો ;
ઉજમાળા બોલે ઉજળાં કરજો રે,
કુમળાં દિલને લેશ ન કોઈ દુભાવજો !

ભરોંસે ન કોઈ ભૂલવજો,
ભોળાંમાં ભાવ જગવજો ;
નિર્બળને પ્રબળ બનાવી વિલસજો રે,
કુમળાં દિલને લેશ ન કોઈ દુભવજો !

## પ્રભુનું શરણ.

મેં તો તોરે દામનવા લગી, મહારાજ!—એ ભૈરવીના પદની ધૂન.

અમે તો ત્હારાં શરણ ધર્યાં :
અહો કિરતાર!

ભોળપ ભરપૂર,
ઓછપને ઉર,
ત્હારો એક આધાર;
અહો! કિરતાર!

ભરચક ભવમાં,
ભર વસ્તીમાં,
ત્હારો એક દિદાર :
અહો! કિરતાર!

અમે તો ત્હારાં શરણ ધર્યાં :
અહો! કિરતાર!

# અલખ દરબાર.

હિંચનો રાસડો.

અલખ દરબારને મનડાંની માયા ઉઘાડજો રે લોલ;
એવા દરબારમાં ઘેલાં માયાળુ મ્હાલજો રે લોલ.

પાતાળ ફોડી પ્રીતિગંગા પધારજો ઉરમાં રે લોલ;
છોળો છલકજો રસકણિકાના ઘાટમાં રે લોલ.

ઉંડા આનન્દના ઉમળકાના સાથિયા રે લોલ;
પૂરજો આંસુડે કોતરી કીનારી બાંધતાં રે લોલ.

અંબાર ઉતરજો નયણે અણમોલડે તેજના રે લોલ;
આનંદઉજાસના વાજો અનેરા વાયરા રે લોલ.

વેરજો વિમળ ભાવનાને સોનેરી પાંખમાં રે લોલ;
કોડિલા કલહંસ ઉડી રહેજો સત્કાર્યના રે લોલ.

ફરતાં જ ફુટજો માનવ કુટુંબનાં ઝાડવાં રે લોલ;
મ્હાલે ફાલે તેમ રીઝજો બીજાના બહારમાં રે લોલ.

મીઠેરી મુંઝવણ, મીઠી મજા કંઈ રોજની રે લોલ;
સુણજો ને કહેજો, પાજો સુધા કંઈ શાતિની રે લોલ.

પગલાં સુજોડનાં સવળાં પખાળી વન્દજો રે લોલ;
મીઠાં મીજમાનને દિલની મ્હેમાની દઈ રાચજો રે લોલ.

કોટિ કલ્યાણકર લ્હાવા આવા સહચારના રે લોલ;
લેજો, લેવરાવજો સહુને અલખ દરબારમાં રે લોલ.

અલખ દરબારને મનડાંની માયા ઉઘાડજો રે લોલ;
એવા દરબારમાં ઘેલાં માયાળુ મ્હાલજો રે લોલ.

## પ્રિય જનોને સમર્પણ.

૧.

નયનને અમી પ્રાણ પોષતાં,
ઉરહિંડોલમાં તો હૂલાવતાં,
સ્મરણદર્શને કૈં ફુલાવતાં,
પ્રિય જનો! તમે દેવદેવી શાં!

૨.

જયસમૃદ્ધિના યોગ સાધતાં,
પ્રણયચેતને તો ઉજાળતાં,
કરુણતા હરી હર્ષ રેલતાં:
પ્રિય જનો! તમે એમ પાળતાં!

૩.

જનની! તાત! ને બ્હેન! બન્ધુ હો!
સહચરી! સખા! બાળુડાં અહો!
ગૃહ કુટુંબ ને દેશ વિસ્તર્યાં:
પ્રિય જનો! તમે અંતરે વસ્યાં!

૪.

પ્રતિ પળે અહો! ધન્ય જીવને
અધીન આત્મ જે સિદ્ધિ મેળવે,
ફુલની પાંખડી માત્ર એ ધરે:
પ્રિય જનો! વધુ એથી શું બને?

સમાપ્ત.

દિલ ઉશ્કેરતી નવી નવલકથા ! હૃદયસ્પર્શી સચિત્ર નવલકથા !

# ગુલામગિરીનો ગજબ.

( મિસીસ હૅરિએટ બીચર સ્ટૉના અંકલ ટૉમ્સ કેબીનનો અનુવાદ. )

## મિસીસ હૅરિએટ બીચર સ્ટૉની છબી

તથા

## જીવન ચરિત્ર સાથે.

**'અંકલ ટૉમ્સ કેબીન' નામની દિલ ઉશ્કેનારી સુપ્રસિદ્ધ અંગ્રેજી નવલકથાનો ગુજરાતી અનુવાદ.** મૂળ પુસ્તકની આજપર્યંત અનેકાનેક આવૃત્તિઓ પશ્ચિમની પ્રજામાં વેરાઈ છે અને તેનાં લેખક **મિસીસ સ્ટૉ** એક સમર્થ અને પ્રતિભાશાલી લેખક છે. અમેરિકામાં ગુલામો રાખવાના અમાનુષિક અને રાક્ષસી રીવાજ હતા. ત્યારે મનુષ્યોનાં જીવનને પશુઓ કરતાં પણ અનેકધા દુષ્ટ રીતે રીબાવવામાં આવતું હતું, તેવાં ગુલામીજીવનનું હૃદયભેદકને કરુણાની પરિસીમા દેખાડતું ચિત્ર આ પુસ્ત-

કમાં છે. અનુવાદક અ. સૌ. **વિમળા સેતલવાડે** પણ ભાષાન્તરને એટલું જ સરસ બનાવ્યું છે. પુસ્તકને વધારે આકર્ષિત કરવા ત્હેનાં કર્ત્તા **મિસીસ સ્ટૉની છબી** ઉપરાંત એમાં બીજાં આઠ સુન્દર અને **ભાવદર્શી ચિત્રો** મૂકવામાં આવ્યાં છે.

અનુવાદક,

**અ. સૌ. વિમળા સેતલવાડ.**

---

પ્રકાશક,

**રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.**

**મુંબાઈ.**

---

સંવત ૧૯૭૪. ] [ ઈ. સ. ૧૯૧૮.

કપડાંનું પાકું પુઠું, ગ્લેઝ્ડ કાગળ.

**કિંમત ફક્ત રૂપીઆ બે. પોસ્ટેજ જુદું.**

